બાલજીવન ગ્રંથમાળા-પુસ્તક ચોથું.

# અમ્હારી વાર્તાઓ

લેખકો:—
સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઇ. પટેલ
મક્ષાડ

પ્રકાશક:—
બાલજીવન કાર્યાલય
ગાયવાડી મુંબઇ નં. ૨

મૂલ્ય રૂા. ૦-૮-૦

કયા બાળકને વાર્તા સાંભળવાનું દિલ નથી થતું ? એકકે એક બાળક વાર્તાનું રસીલું હોય છે અને વાત સાંભળતાંજ ખુશ થઇ જાય છે.

અમ્હે યે ન્હાનાં હતાં ત્યારે વાર્તાનાં ખૂબ રસિયાં હતાં. અમ્હારા વડિલો પાસે બેળે બેળે પણ અનેક વાર્તાઓ કહેવરાવેલી. લગ્ન પછી ઘણા દહાડા સુધી એક બીજાને આવી આવી અનેક વાતો કહેલી. અલબત, એ બધીયે વાતો આ સંગ્રહમાં નથી પણ પ્રકાશનની સવડે એ સઘળીએ વાતો પ્રકટ કરવા ઇચ્છા છે

બાળકોને આ સંગ્રહ પસંદ પડશે તો અમ્હારો શ્રમ સાર્થક થશે.

૧: ૧: ૨૫

સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઇ. પટેલ



બાલજીવન કાર્યાલય તરફથી લગભગ બે વર્ષે આ પુસ્તક પ્રકટ થાય છે. બાલગીતમંજરી ભાગ ૧ લો પ્રકટ કરતી વખતે તે પછી તરતજ તેનો બીજો ભાગ પ્રકટ કરવા આશા રાખેલી પણ પ્રકાશનની સગવડને અભાવે તેમ થઇ શક્યું નથી. બાલગીતમંજરી તેમજ સ્વામીભક્તસુરપાળ (બાલજીવનનાં પ્રકાશનો) ને જે સારો આવકાર મળ્યો છે તે જોઇ અમારા ઉત્સાહમાં વધારો થાય એ સ્વાભાવિક છે. એ પુસ્તકોની બીજી આવૃત્તિ પણ ઉપરનાજ કારણે નીકળી શકી નથી પણ થોડા વખતમાં કાઢવા ઇચ્છા છે કારણ કે તે બન્નેને માટે અતિશય ચાલુ માગણી થયા કરે છે.

આ પુસ્તકના પ્રકાશન માટે અમે અમારા સ્નેહીઓ શ્રી ચરણદાસ ઉકેડા, રતિલાલ દલાલ, ગિરજાશંકર ભટ્ટ, જમનાશંકર પાઠક, ગાંડુભાઇ દિવાન, હીરાલાલ મર્ચન્ટ, ગોવિંદદાસ વગેરેના આભારી છીએ.

ચિત્રો માટે ભાઈ જગમોહન મીસ્રીનો ઉપકાર માનીએ છીએ.

રમણલાલ નાનાલાલ શાહ



'એક બાટ કહો' અને હારે! એ બાટ કે'વાની છે'
એમ કહીને વાત કહેંવરાવનાર
ચિ. કમળાને

# અનુક્રમણિકા



# નાગરદાસ ઇ. પટેલનાં
## પુસ્તકો



૧ શિશુ સદબોધ—બાળકોને ઉપયોગી કાવ્યો
બીજી આવૃત્તિ થોડા વખતમાં છપાશે
૨ દેશકીર્તન—દેશભક્તિનાં કાવ્યોનો સંગ્રહ ૦-૨-૦
૩ નવવલ્લરી—અલંકાર સાહિત્ય શીખવા
માટેનું એકલું પાઠય પુસ્તક ૨-૮-૦
૪ સફેદ ઠગ—છુપી પોલિસની નવલકથા ૪-૮-૦
૫ વિનોદાનું વીલ અને માનપત્ર-હાસ્યરસના
લેખો ૦-૨-૦

થોડા વખતમાં બહાર પડશે

૬. રસ શેખર—અનેક ચિત્રો સાથે કવિ
બીલ્હણની ચૌર પંચાશિકાનું
સમશ્લોકી સરળ ભાષાંતર ૧ ૦-૦
૭. પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો-હાસ્યરસથી
ઉભરાઇ જતાં પંડિતજીનાં અનેક
પરાક્રમોનો ઇતિહાસ ૧-૮-૦

નાગરદાસ ઇ. પટેલ

નડીઆદ

# અમ્હારી વાર્તાઓ



## તનુનું બીલ.

### ( ૧ )

અમારા શેઠનો તનુ, નાનો પુત્ર હતો. ઘણોજ ડાહ્યો અને ચાલાક. એક દહાડો તે ઑફિસમાં આવ્યો અને મ્હને પૂછ્યું:- "ભાઇ તમે આ શું કરો છો ?"

મ્હેં કહ્યું-'બીલ કરૂં છું'?

"જોઉં જોઇએ" એમ કહી તેણે મારા હાથમાંથી બીલ લીધું. સોલીસીટરનું બીલ! પછી તે કેટલું ભારે હોય, એ પૂછવાનુંજ ક્યાં રહ્યું? તનુએ વાંચ્યું:-

'અ પન મળ્યા, સૂચનાઓ લીધી, સલાહ આપી તથા બેરીસ્ટરના મત લેવાનું નક્કી કર્યું બે કલાક — રૂ. ૬૦-૦-૦

'સુચના તથા બ્રીફનો ખરડો ૨૦ ફોલીઓ — રૂ. ૧૨-૮-૦

'નકલ કરી — રૂ. ૫-૦-૦

" મ તમે આટલા બધા પૈસા લો છો ?"

"હાસ્તે" મ્હેં કહ્યું.

"ત્યારે તો હું પણ હવે એવું બીલ કરીશ" આમ કહી તનુએ રજા લીધી. બીજે દિવસે મને

ખબર મળી કે તનુએ ઘેર જઇને ઠંડે પેટે એક બીલ કર્યું હતું અને તેનાં માતુશ્રીને આપ્યું હતું તે નીચે મુજબ હતું-

| | |
|---|---|
| 'સવારમાં તમારો સંદેશો જનુકાકાને પહોંચાડયો પા કલાક. | ૦–૪–૦ |
| 'બજારમાંથી શાક લઇ આવ્યો | ૦–૨–૦ |
| 'શાક સમારીને તૈયાર કર્યું. દશ મીનીટ | ૦–૩–૦ |
| 'ડોકટર પાસેથી દવા લઈ આવ્યો, વીસ મીનીટ | ૦–૫–૦ |
| 'બીલ તૈયાર કર્યું | ૦–૨–૦ |

તનુએ સમજાવ્યું હતું કે બાપુજી જેમ બીલ કરાવે છે, તેમજ મ્હેં પણ કર્યું છે. વેપારી કદીએ બીલ કરવાના પૈસા નથી લેતા પણ સોલીસીટરો તો બીલ કરવાનો ચાર્જ કરે છે.

રાત્રે તનુ મ્હારે ઘેર આવ્યો. મને કહ્યું કે "નાગર દાસભાઇ, આજે તો જબરી થઇ!"

"કેમ ભાઇ?" મ્હેં પૂછ્યું.

"પેલી બીલની વાતસ્તો. મ્હેં બીલ કરીને બાને આપ્યું. સાંજે મારા ટેબલ પર એક રૂપીઓ પડયો હતો અને બાજુ પર બીલ પણ હતું."

"ખરી વાત? એમણે શાનું બીલ કર્યું હતું?

"અરે જુઓને, આ રહ્યું" એમ કહી મ્હને એક બીલ તેણે આપ્યું તેમાં નીચે મુજબ લખાણ હતું.

'નવ માસ પેટ રાખ્યો તદ્દન મફત
'નાનપણમાં દુ:ખ વેઠી ઉછેર્યો. તદ્દન મફત
'નિશાળે બેસાડી ભણાવ્યો તદ્દન મફત
'મંદવાડમાં ચાકરી કરી અને બચાવ્યો. તદ્દન મફત
'ડાકટરોનાં બીલ, ભણાવવાનો ખર્ચ વેઠયો તદ્દન મફત'

"જોયુંને! માજીએ મારી ખોડ ભૂલાવી તે! અધુંયે તદ્દન મફત! હું કેવો ગધેડો બન્યો કે મ્હેં બીલ કર્યું! ખરેખર! માત પિતાના ઉપકાર ભૂલી શકાય એવા હોતાજ નથી."

હવેજ તનુએ પોતાની ભૂલ જોઇ. તે ખરો માતૃ અને પિતૃભક્ત થયો.



# એ એલ. એલ. બી. નથી થયો



( ૨ )

અમારા મિત્ર પ્રાણશંકર પંડિતજીના પાડોશી શ્યામશંકરના દીકરા ચક્રશંકર એલ. એલ બીની પરીક્ષામાં પાસ થયા હતા, પંડિતજીના તેઓ મોટા ચેલા હતા અને તેમની બુદ્ધિને માટે એમને અતિશય માન હતું. તર્કશાસ્ત્ર તો એમનાજ બાપનું.

એમનાં કાકીશ્રી કાલીકા દેવીએ એક દિવસ એમને તેલ લેવા મોકલ્યા. ઘાંચીને ઘેર આવીને તે ઉભા. ઇસ્માઇલ ઘાંચી વાતોના તડાકા મારતો દૂર ઉભો હતો અને ઘાણીએ બળદ ચક્રાવો ફરતો હતો. એને ગળે બાંધેલો ટોકરો (ઘંટ) રણકી રહયો હતો.

ઘાંચી પાસે જઇ તેમણે પૂછ્યું "એલા એ આ બળદ કેમ ફરે છે?" તેણે કહ્યું "એમનો એમ." વકીલ તરીકે ભાઇને ગામમાં બધા ઓળખતા હતા એટલે તેમના આ સવાલથી ઘાંચીને નવાઇ લાગી. એટલામાં તે બોલી ઉઠયા "પણ તારા વગર એ શી રીતે ફરી શકે છે?" "મેં એને એવી ટેવ પાડી છે."

"પણ જો એ અટકી જાય તો"? "મેં એને ગળે ટોકરો બાંધ્યો છે. એ અટકી જાય તો ટોકરો વાગતો રહી જાય એટલે હું તરતજ હોંકારો કરૂં અથવા તો એની આલ ઓલાદ ધોઇ નાખુ કે તરત તે ચાલવા માંડે" "પણ એ ઉભો રહીને ડાકું હલાવે તો?" "અરે ગગા! કંઇ ઘેલો થયો! એ એલ. એલ. બી. નથી થયો સમજ પડીને?, એ કેમ એલ. એલ. બી. નથી થયો એવું પૂછવાનો એને વિચાર થયો પણ એવામાં ઇસ્માઇલે તેલ તોળીને આપ્યું એટલે એ પૂછવાનું રહી ગયું.



# ખોટું લાગે તો કહેજો.

( ૩ )

એક રબારીને બે દીકરા હતા. મોટાનું નામ ચકો અને નાનાનું નામ અમથો. એક દહાડો બેઉ ભાઈને સહેજ તકરાર થઇ તેથી અમથો ચાકરી રહેવા બીજે ગામ ગયો. ચમારાના પટેલને ત્યાં તે ચાકરી રહયો. પટેલને પટલાણી બહુ પાકાં હતાં. તેમણે શરત કરી કે વીસ રૂપીઆ પગાર આપશું પણ ચીંધેલું કામ નહિ કરો તો નાક કાપી લઇશું, ગરજને માર્યે અમથાએ શરત કબુલ કરી.

પટેલની દાનત મફતનું કામ કરાવવાની હતી. તે કોઇને પગાર નહી આપતો, પણ પંદર દિવસ કામ કરાવી કાઢી મુકતો. પટેલે પટલાણીને પૂછયું કે 'આને હવે કેમ કરીશું ?' પટલાણી કહે 'મારી કને મોકલજો.' પટેલે અમથાને પટલાણી પાસે મોકલ્યો. પટલાણી કહે 'અમથા, આજે પંદર રૂપીઆ જોઇએ છીએ તે લઇ આવ,' અમથો કહે, 'તે મારાથી નહિ થાય; અહીં મારૂં કોણ ઓળખીતું છે ?' પટલાણી કહે ત્યારે આપણી શરત મુજબ નાક કાપવા દે. એમ

કહીને પટેલ કને અમથાનું નાક કપાવી લીધું અને રજા આપી. અમથો નાક કપાવાથી શરમાતો શરમાતો ચકા પાસે આવ્યો. મમે તેવો પણ પોતાનો મોટો ભાઈ ચકે પૂછયું 'નાક કયાં ?' અમથે બધી વાત માંડીને કહી.

ચકાને અમથાની વાત સાંભળી પટેલને પટલાણી ઉપર બહુ દાઝ ચઢી અને વેર વાળવાનું નકકી કર્યું અમથાને ઘરબાર સોંપ્યુ અને કહ્યું કે 'જો હું છ મહિનામાં પાછો ના ફરૂં તો હિયરવટુ કરી લેજે.' એમ કહી ચકો ચમારે ચાલ્યો.

તે પણ પટેલને ત્યાં ચાકરી રહ્યો. પાકકા પટેલે ચકા સાથે પણ અમથાના જેવી શરત કરી એટલે અમથે કહ્યું 'હા, પણ જો કહ્યું કામ કરૂં અને ખોટું લાગે તો સામું હું તમારૂં નાક કાપી લઉં.' પટેલે એ શરત કબુલ કરી.

પંદર દહાડા થયા એટલે ચકાને કહ્યું કે 'પંદર રૂપીઆ લઇ આવ,' ચકો કહે 'ઠીક હમણાં લઇ આવું છું" એમ કહીને થોડીવારમાં રૂપીઆ લઇ આવ્યો ને પટેલને આપ્યા. પટેલે પૂછયું 'કયાંથી લાવ્યો ?' ચકો કહે 'કોસ અને વરત વેચીને' પટેલ કહે 'વીસ રૂપી-આનો માલ પંદર રૂપીઆમાં આપી દીધો ? ચકો કહે 'હા, ખોટુ લાગે તો કહેજો.' પટેલ કહે 'ના રે ! ખોટું શાનું લાગે.'

બીજે દહાડે પટલાણી કહે 'ચકા સારાં સુકાં લાકડાંનો ભારો લઇ આવ.' ચકો કહે 'હમણાં લાવ્યો સમજોને.' થોડીવારમાં તો તે લઇ આવ્યો. પટલાણીએ પૂછયું 'કયાંથી લાવ્યો ?' ચકો કહે 'પેલું નવું હળ કરાવ્યું હતું ને તેનાં'–પટલાણી કહે 'નવુંને નવું હળ ખરાબ કર્યું ?' ચકો કહે 'હા, ખોટું લાગતું હોય તો કહેજો.' પટલાણી કહે 'નહિ ! એમાં ખોટું શું લગાડવાનું છે.'

બે દહાડા પછી પટેલ કહે 'પચીસ રુપીઆ જોઇએ, ચકો કહે 'તૈયાર કરૂં છું. ના ઓછીજ કહેવાવાની છે !' થોડીવારમાં પચીસ રૂપીઆ પટેલને આપ્યા. પટેલે પૂછયું 'કયાંથી લાવ્યો ?' ચકો કહે 'ગોરીઓ બળદ વેચીને.' પટેલ કહે 'પચાસનો બળદ પચીસ રૂપીઆમાં વેચ્યો ?' ચકો કહે 'હા, ખોટું તો નથી લાગ્યુંને ?' પટેલ કહે 'ખોટું'તો શું લગાડીએ! પણ ફરીથી આવું ના કરતો.

ચકો ખેતરમાં ગયો ત્યારે પટેલને પટલાણી ઘરને તાળુ મારીને પરગામ ચાલ્યાં ગયાં. ચકે ઘેર આવી જોયું તો બધાં ચાલ્યાં ગયેલાં અને બારીબારણાં બંધ. વાડામાં ગયો ત્યારે ઘોડી બાંધેલી જોઇ. તેને પાણી પાઇને ઘાસ નીર્યું. બીજે દહાડે વડોદરાની શુકરવારીમાં ઘોડી વેચીને પૈસા લઇ તે પાછો આવ્યો. રાચરચીલું થોડું ઘણું લાવીને વાડામાં ઝુંપડું કરીને રહેવા લાગ્યો રોજ બધાંને બોલાવે, મીજબાની આપે ને મોજ કરે.




અમથે એકાંતમાં ભાતુ ખતી વખતે ચકાને બધી વાત કહી—

૮] પાન ૭.

ચાર દહાડે પટેલે પાદરે આવીને તપાસ કરી તો ચકો મઝામાં છે એમ ખબર મળી. ઝટ દઇને ઘેર જઇ ચકાને પૂછ્યું કે 'આ બધું કયાંથી લીધુ' ?' ચકો કહે 'ઘોડી વેચીને આણ્યું', પટેલ કહે 'ઘોડી વેચી દીધી ?' ચકો કહે 'હાસ્તો, શું ખાઉં ને શું પહેરૂં ? ખોટું લાગ્યું હોય તો બોલજો.' પટેલ કહે 'ખોટું લગાડીને શું કરીએ ! તું હવેથી આવું ના કરતો.'

ભાઠામાં એક દહાડો ભજન હતું ત્યાં બધાં ગયાં હતાં. રાતે એક જણાની ઝુંપડી ટેકરા ઉપર હતી, ત્યાં પટેલને સુવાનું હતું. ઝુંપડીની પાસે ઉંડું કોતર હતું અને તેમાં થોરી એટલી બધી છવાઇ ગઇ હતી કે જમીન પણ ના દેખાય.

રાતે બધાં સુઇ ગયાં પણ ચકો જાગતો હતો. થોડી વારે પટેલે ઉઠીને ચકો જાગે છે કે ઉંઘે છે તે જોવા માંડયું. જાણે મચ્છર કરડયો હોય તેમ ચકો ઝાપટ મારી બેઠો થયો.

થોડીવાર પછી પટેલે ઉંઘવા માંડયું એટલે ચકાએ પટલાણીને ઉંચકીને પોતાની જગાએ સુવાડી ને ચાદરૂ ઓઢાડયું અને પોતે પટલાણીનો સાલ્લો ઓઢીને સુઇ ગયો.

પાછલી રાતે પટેલ જાગ્યા ને પટલાણીને ચકો સુતો હશે એમ જાણીને ઉંચકીને કોતરમાં નાખી દીધી.

ફ્યોફ્ચ થોરીના કાંટા આખા શરીરમાં ભોંકાતાંજ પટલાણીએ ચીસેચીસ પાડવા માંડી.

ચકો હફાળો ઉઠયો, પટેલને પૂછ્યું 'શું છે?' પટેલ કહે તારૂં કપાળ! આમ બદલા બદલી કોણે કરી હતી?' ચકો કહે 'મેં, ખોટું લાગ્યું હોય તો કહેજે, 'પટેલ કહે' એક વાર નહિ પણ સાડી સાતવાર ખોટું લાગ્યું છે'

ચકે ચપ્પુ કાઢીને પટેલનું ઘસીને નાક કાપી લીધું. ને જતાં જતાં કહ્યું કે પટેલ! એતો બીજો કોઇ નહિ પણ હું અમથાનો ભાઇ ચકો! અમથાનું નાક તમેજ કાપ્યું હતું.' પટેલ શું બોલે? ઘરબાર ઢોર ઢાંકર ને બાયડીયે ગયાં ને ભેગાભેગું નાક પણ ગયું!



# વાણીયારે વાણીયા!

( ૪ )

જૂના વખતમાં લોકો દૂર દેશાવર કમાવા જતા અને સારી રકમ પેદા કરી ઘર તરફ આવતા. ડભો-ઇના દસબાર વાણીઆ મુંબાઇ કમાવા ગયેલા તે કમા-ઇને ગુજરાત તરફ આવતા હતા.

રસ્તામાં ચોર, ચખાર અને લુટારાનો ભય ખુબ હતો એટલે સૌએ રજપૂત જેવાં કપડાં પહેરી લીધાં અને કમરે તલવાર અને કેડે જમૈયો ખોસી લીધાં ખભે ઢાલ ભેરવી દીધી.

સાતપુડાનો ડુંગરાળ પ્રદેશ વટાવતાં તેમનો લુટારા સાથે ભેટો થઇ ગયો, એમના કરતાં લુટારાની સંખ્યા ઘણીજ નાની હતી તેથી અને લુટારૂઓએ તેમને તેમના દેખાવ ઉપરથી રજપુત ધારીને તેમને જવા દીધા.

થોડે છેટે ગયા પછી એક જણને લઘુશંકાની હાજત થઈ આવી તેથી તે લઘુશંકા કરવા બેઠો. એકનું જોઇ બીજો અને બીજાનું જોઇ ત્રીજો એમ બધાયે વાસફરતી બેઠા.

આ જોઇ લુટારામાંનો એકજણ બોલી ઉઠયો. “ વાણીયારે વાણીયા ”

અને સૌએ એમના ઉપર તુટી પડયા. જે કાંઇ જર જોખમ હતું તે લુંટી લીધું અને તેમને જવા દીધા.

પોતાના રહેઠાણ તરફ જતાં પેલા લુટારાને તેના સાગ્રાતોએ પૂછ્યું-“ વાણીયા શે જાણીયા ? ”

તે બોલ્યો:—“સાથે લીટા તાણીયા ત્યારે જાણ્યા વાણીયા ! ”



# 'ખાઇને પડયો' તો



( ૫ )

દોલા પટેલનો ડાહયો જબરો રીસાળ. એક દહાડો તેની ભાભીએ જરાક કાંઇક કહ્યું તે તેનો તોબરો ચઢયો અને રાતને વખતે સાંજનું વાળુ કરી, મોજલપરાવાળા અમથા પટેલના કુવામાં પડયો.

શોધાશોધમાં સાત દહાડા વહી ગયા. ડાહ્યાનું સાસરૂ મોજલપુર. મોજલપુરના કાભઇ પટેલ એના સસરા થાય.

અમથા પટેલની ડાહી કુવે પાણી ભરવા ગઇ એટલે તેનો ઘડો ડાહ્યાએ ઝાલ્યો. ડાહીએ જાણ્યું કે કુવામાં ભૂત છે 'તે ઓ મારા બાપ રે'! કરતી તે નાઠી, ઘેર જઇ બાપને વાત કહી.

અમથા પટેલે જઇને કુવામાં તપાસ કરી. ડાહ્યાને કહાડયો અને ઘેર લઇ આવ્યા.

ગમે તેવો તોયે જમાઇ. કાભાઇ પટેલ તેને ઘેર તેડી ગયા અને પટલાણીએ કંસાર કર્યો.

ડાહ્યાભાઇનો સાળો કહે 'કે પટેલ! ઊઠોને જમવાનું થયું છે.

બારેખમ રહીએ તો સાસરામાં ભાર રહે એટલે ડાહ્યો કહેઃ—' ઉંહુ, નથી જમવું, ભૂખ નથી લાગી '

ચેલો કહેઃ–' પટેલ, કુવે પડયે કેટલા દી થયા ?'

' થયા હશે સાતેક '

' અને ભૂખ નથી લાગી '?

ડાહ્યાભાઇ પોતાનું બધુંયે ડહાપણ ખરચીને જવાબ દીધોઃ– ના'રે શેની ભુખ લાગે, ? ખાઇને પડયો'તો '



# સુબસબકો સમાલિઓ



( ૬ )

ઉત્તર હિંદુસ્તાનમાં પુરબિયાઓની ઠીક વસ્તી છે. મુંબઇમાં આપણે ઉત્તર હિંદના દરેક જણને-ભલે તે બ્રાહ્મણ હોય કે શુદ્ર, ભૈયાજ કહીએ છીએ અને તે પણ એમના કેટલાક આબરૂદાર ભાઇઓને ખરાબ લાગી જાય ત્યાં સુધી. 'ભૈયા' એટલે ભાઇ.

કદાવર શરીર, અને હિંમત માટે તેઓ મશહુર છે.

એક વખત રામભરોસા નામના ભૈયાજી મથુરાથી મુંબઇ આવવા નીકળ્યા. સાથે બીજા દસ બાર ભૈયાઓ પણ હતા. ગુજરાતનું પાયતખ્ત અમદાવાદ જોવાનો તેમનો વિચાર થયો એટલે એક બે દિવસ અમદાવાદ ગાળવાનું નક્કી કર્યું. સાબરમતી નદીના રેતમાં પડાવ નાખ્યો. હવે તેમનામાં એવો રિવાજ છે કે દરેક પોતાના હાથનીજ રસોઇ જમે. એક બીજાના હાથનું રાંધેલું તેમને ખપે નહિ. એ ઉપરથી 'બાર ભૈયાને તેર ચોકા' એ કહેવત પડી ગઇ છે.

સાબરમતીને કિનારે ચુલાઓ સળગાવી ખીચડી ઓરી. સહુ નહાવા પડયા; થોડીવારે રામભરોસાજી

બહાર નીકળ્યા પણ તેમનો સ્વભાવ ભૂલકણો તેથી પોતાની હાંડી કયી તેજ તે ભૂલી ગયા. બીજાની હાંડીને અડે તો ટંટો થાય અને ગોટો વળે એટલે તેઓ વિમાસણમાં પડી ગયા.

અક્કલના તેઓ જરા પુરા હતા એટલે તેમના મગજમાં બુટ્ટો ઉઠયો. તરતજ પાસેથી એક મોટો પત્થર ઉપાડયો અને મોટેથી બોલ્યા કે :—

' સબ સબકી સમાલિઓ, મેં મેરી ફોડતા હું.'

આમ કહીને પત્થર કર્યો ઉંચો, કે તરતજ બધાએ નીકળ્યા બહાર, અને મંડયા પોત પોતાની હાંડીઓને ઉંચકવા. એક પછી એક બધી હાંડીઓ ઉંચકાઇ ગઇ. ફક્ત એકજ બાકી રહી એટલે ભાઇશ્રી તરતજ પથરો ફેંકી દીધો અને હાંડી પાસે બેસી ખીચડી તપાસતાં તપાસતાં અડખડાટ હસવા માંડયું. કેમ ના હસે? સબ સબકી સમાલિઓ! ખરૂંને!





કહો કોને વર ધરશો ?

૧૭] પાન ૧૮.

# કહો છો ને વર ઘરડો



( ૭ )

અમારા માધાકાકાનાં વહુ ત્રીસ વરસની ઉમરે મરી ગયાં ને માધાકાકા રાંડયા. કાકાની ઉંમર પીસ્તાળીશની હતી.

બાયડી વિના ઘર નહિ અને વેલા વિના વંશ નહિ તેથી માધાકાકાએ ફરીથી ઘર કરવા વિચાર કર્યો.

નવાપુરાના નરસી પટેલની નાથી સાથે ઘર-ઘરણું કરવાનું નક્કી કર્યું. નાથીની ઉમર ૨૦ વરસની અને માધા કાકા પીસતાળીસના તેથી બધાં કહેતાં કે બીચારી નાથીને વર ઘરડો મળ્યો.

કાકા ઘર ઘરણું કરી પાછા આવતા હતા. અમે બધા સીમાડે ઉતરી પડ્યા અને કાકાએ ગાડું પોતાના મોટા ખેતર તરફ વાળ્યું.

ખેતરમાં જઈ નાથીકાકીને એક બાજુ ઉભાં રાખ્યાં અને બળદ છોડી ગાડાનો અઢો ગાલી ઉંચકી પોતાને ખભે મુકયો.

નાથીકાકીને આ જોઈ નવાઈ લાગી, પણ તેની જીભ કેમ ઉપડે !

તરતજ માધાકાકાએ ગાડુ લઇને દોડવા માંડ્યુ, અને આખા ખેતરમાં ગાડું લઇને ચાર ચકરડી ફર્યા.

એક બાજુ ગાડુ મુકીને એ કાકી આગળ આવીને ઉભા અને ધીરે રહીને બોલ્યા:—

'કહો છો ને વર ઘરડો !'

'હું ક્યાં કહું છુ? લોકો કહે છે.'

'પળિયાં આવ્યાં પણ જૂવાનથી એ જોર જાદે છે.'



# કાં તો વાઘો વાડીએ

# કાં તો રાજદ્વાર

(૮)

વાઘજીભાઇને વડાઇની વાતો બહુ ગમે. ભલા ભલા એમની વાતોથી અંજાઈ જાય.

એમની એક એક વાત લાખ લાખ રૂપીયાની. માનો તો માનીજ જાવ કે વાઘજીભાઇ કોઇ વડા અમલદાર હશે. એમનો ઠાઠ પણ ભારે. વડોદરાની વડી પોળમાં એમનું રહેઠાણ હતું. એક વખત એમણે મ્હને કહ્યું, 'ભાઇ આવજો ને, કાંઇ કામ હોય તો.' 'આવશું' કોઇ વખત' કહી મે રજા લીધી. એક દહાડો મારા એક સગા એમને પૂછતા આવ્યા. અમે એમને રસ્તામાંજ મળી ગયા અને પૂછ્યું કે વાઘજીભાઇ, જરા કામ છે. કયાં મળશો ? 'આપણાં ઠેકાણાં બે. કાંતો વાઘો વાડીએ કાંતો રાજદ્વાર.' મારા સગા એમની વાતોથી અંજાઇને કહે 'વાહ! વાઘજીભાઇએ શું સરસ નામ કાઢયું છે' બીજે દહાડે અમે વાઘજીભાઇને વાડીએ મળવા ગયા પણ કઇ વાડી તે પૂછવું ભુલી ગયેલા તેથી

આજુબાજુ રખડીને તપાસ કરી તો જણાયું કે વાઘજીભાઇ વાડીમાં માળીનું કામ કરતા હતા અને રાજદ્વારમાં કચરો વાળવાનો વ્યવસાય એમને સોંપાયો હતો. મારા સગા તો આ સાંભળીને ફરી ફરીને વાઘજીભાઇની વાણી સંભારતા જાય ને હસતા જાય કે વાહરે વાઘજીભાઇ! કાંતો વાઘો વાડીએ કે કાંતો રાજદ્વાર! રંગ છે રે! વાઘજીભાઇ!



# પ્રેમજી પરોતનાં પાંચ કુટુંબી

(૯)

પ્રાણશંકર પંડિતજીના પિતરાઇ પ્રેમજી પૂરોહિત અમારા ગોર થાય. એક દહાડો પરોતના બાપને મારા દાદા બોલાવતા હોવાથી હું તેમને ઘેર ગયો અને પૂછયું:—'ગોર મહારાજ પાયે લાગું ત્હમારા બાપા ક્યાં છે ?'

ગોર સમજ્યા કે હું ઘોડી લેવા આવ્યો હઇશ એટલે કહે 'ભાઇ નટુ ખીંટીએ ચોકડુ છે, જાળવજે નહીં તો લાત મારશે.'

એવામાં એમનાં ડોસીમા આવ્યાં, એમને ઘરડેરાં જાણી કહ્યું કે 'માજી ! જે શ્રીકૃષ્ણ, સારાં તો છોને ?'

માજી કહે 'બેટા દર્શન કરવાને ગયે ઘણા દહાડા થયા' એવામાં પરોતની નાની બેન આવી તેને તેમણે પૂછયું કે 'બેટા હળી ઉઠી.' એટલે એ બોલી કે 'એવું કેવું બોલે છે ? દિલ્હી લૂટી તેમાં તારૂં શું ગયું ? જુઓને નટુભાઇ, બા કેવું ગાંડું બોલે છે!'

પ્રેમજી પરોતના નાના ભાઇ આવ્યા તેમને એં પૂછ્યું 'કેમ છો ? પરોત, રામરામ.'

પરોત સમજ્યા. કે એમના હાથમાં શું છે તે હું પૂછતો હઇશ એટલે બોલ્યા—'હેં! નટુભાઇ! એતો કાંઇ નહિ, રીંગણાં છે.'

પ્રેમજી પરોતના બાપ લાકડી લઇને એવામાં આવ્યા તેમને માથુ નમાવીને મેં કહ્યું:–'ગોર મહારાજ, શરીર કેમ ચાલે છે? બહુ કાઢયાં?'

એ સમજ્યા કે શું લઇ આવ્યા એમ હું પૂછતો હઇશ એટલે બોલી ઉઠયા:–'ગગા, કપાશીયા છે. જોટડી વીઆઇ તેને સારૂ.'

'ભા સભાળતા હતા.'

એટલે કહે કે—'સવા રૂપીએ મણ'

પછી ઘાંટો પાડીને મેં કહ્યું—'તમને મારા દાદા બોલાવે છે.'

ભોગ જોગે તે સમજ્યાઅને કહ્યું 'બપોરે આવીશ.'

જ્યારે જ્યારે ગોરને ઘેર જવાનું થતું ત્યારેત્યારે આવાં અનેક કૌતુક જોવાનાં મળતાં.



# પણ ચાવે છે કોણ ?



(૧૦)

નથુ શેઠ અમારા ગામના મોટા માણસ હતા. એમના આખા શરીરમાં પેટ ઘણું મોટું હતું–એમના પેટનો ઘેરાવો મારા જેવા વામન મુર્તિની બે વામ જેટલો થતો.મારો નાનો ભાઇ મનુ ઘણીવાર પૂછતો કે એક કીડીને એક વેંત જવાને પાંચ સેકંડ લાગે તો બ્રાહ્મણો શ્રી નર્મદાજીની કરે છે તેમ અથવા તો કુમારીકાઓ કોડીલો વર વરવાને પીપળાની કરે છે તેવી, નથુ શેઠના પેટની પરિક્રમા કરવાને કીડીને કેટલો વખત લાગે ?

નથુ શેઠ એટલે હાડ માટીનો એક મોટો પર્વત. બેળે બેળે બે પગે ચાલતું હાથીનું એક બચ્ચું. એમનું પેટ એટલું તો નીચુ નમી જતું કે એમની દુંટી ને ઢીચણ, એ બેની વચ્ચે સુતારી ગજના છ ઇંચિનો ફરક રહેતો. અંગ મહેનત કરવાને તેમને અવકાશ ન હતો એમના બાપ દાદાઓએ એમના વતી અતિશય અંગ મહેનત કરી કરીને લાખો રૂપિયાનો દલ્લો તેમના આ લાડકવાયા દીકરા સારૂ મુકી ગયા હતા.

ચંપા શેઠાણી શેઠની ભારે બરદાસ કરતાં. શેઠ એક પથારીમાં પડયા પડયા હુકમ આપે તેનો તેઓ

તરત અમલ કરતાં. શેઠને પથારીમાં પડ્યા પડ્યા ઘણી વાર ખાવાનું મન થતું. કોઇ કોઇ વખત તે ગાદી તકીએ આડા પડતા અને ચંપા શેઠાણી કોળીઆ દેતાં.

એક વખત શીરો ખાતાં ખાતાં શેઠ સાહેબે બે ત્રણ વખત ઉંકારા કર્યા તે જોઈને શેઠાણીએ પૂછ્યું. 'ઉંકારા કેમ કરો છો ? તમને ત્રાસ ન પડે એટલા માટે તો હું બધુ તૈયાર કરી મોઢામાં કોળીઆ દઉં છું. ઝાઝી તકલીફ ન ઉઠાવવી પડે તેથી શીરો કરૂં છું અને ખાતાં ખાતાં પરસેવો ન થાય તેટલા માટે પંખાથી પવન નાખું છું.

શેઠ તડુકીને બોલ્યા 'તું એટલુ કરે છે પણ બાકીનું કામ મારે કરવું પડે છે ને! તું તો કોળીઓ દઇને આઘી રહે છે પણ ચાવવાનું કામ કોણ કરે છે તારો બાપ !'



# કૌચીચાદેવ

(૧૧)

વડાલીમાં હવાલદારનો ભારી ત્રાસ હતો. બીચારા ઢેડ લોક તેનાથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હતા. મુળ મીયાંભાઇ ને વળી હવાલદારી મળી એટલે શું મણા રહે !

એક દહાડો બહુ જરૂરી કામસર કસ્બામાં જવાનું હતું તેથી હવાલદાર સાહેબ પોતેજ કોઇ ઢેડને વેઠે પકડવા ગયા.

હીરકીના વરનો વારો હતો પણ તે બાજરી લણવા ગયો હતો અને હવાલદારે હીરકીને ધમકાવીને વેઠને માટે ઉભી કરી. હીરકીએ સહજ આનાકાની કરી એટલે મીયાંભાઇએ અબે તબે કહીને ધમકાવી. છોકરાને ઘોડીઆમાં સુવાડીને હીરકી પાડોશીને કહેવા ગઇ કે તે વેઠે ગઇ છે તેની તેના વરને આવે ત્યારે ખબર આપે. આંગણામાં તુલસી ક્યારો હતો એટલે જતાં જતાં તુલસીને પગે પડી બોલી "તુલસી માતા મારા–ગગાની સંભાળ લેજો"

હવાલદારે પૂછ્યું?—"આ ક્યા કરતી હય ?"

હીરકી કહે "તુલસીમાને મારા ગગાની સંભાળ રાખવા કહું છું."

હવાલદાર કહે "ઐસા! ઓ કયા સમાલને વાલી હય! ઉસમે કયા કુછ જોર હય કે ઓ સમાલ શકે!"

એમ કહીને મીયાભાઇએ તુલસીને ફાંસી નાખીને હાથથી મસળી મચડીને ફેંકી દીધી.

હીરકી તે વખતે તો બોલી નહિ પણ બદલો લેવાનો મન સાથે નિશ્ચય કર્યો.

હવાલદાર સાથે તે પોટલું લઇને ચાલવા લાગી. આઉ દોઢેક ગયા પછી એક વાડે કૌચના ફાફડા અતિશય લટકતા હતા તે જોઇ હીરકી પાલવ પાથરવા અને પગે પડવા લાગી અને બોલી કે "ઓ મારા કૌચાંયાદેવ! મારા ગગાની હંભાળ રાખજો! તેને રડાવશો નહિ"

મીયાં કહે "અબે ઢેડી! ઓ કયા કરતી હય?"

હીરકી કહે "મારા કૌચીયાદેવને ભલામણ કરૂં છું કે મારા ગગાને હંભાળે"

મીયાં કહે "કયા દેવ દેવ કરતી હય! દેખા તેરા દેવ! ઉસને તો કુછ નહિ કિયા!"

એમ કહી મીયાં ભાઇ કૌચને અડવા ગયા એટલે હીરકી કહે-"હવાલદાર સા'બ! એ દેવ બહુ જબરા છે! એમને ના છેડશો."

મીયાં કહે-"દેખા તેરા દેવ! ઓ કયા કરનેવાલા હય!"

એમ કહીને મીયાંભાઇએ કોચના ફાફડા તોડીને મસળી નાખવા માંડયા એટલામાં શરીરે ચળ આવી એટલે ખજવાળવા માંડયું. વળી થોડા ફાફડા તોડી નાખ્યા.

હવે મીયાંભાઇ કયાં જાય ! જોતજોતામાં એમને ખુબ કોચ લાગી અને એવી વેદના થવા માંડી કે ના પૂછો વાત ! મીયાં ભાઇ ઢીલા થઇ ગયા ને હીરકીને કહેવા લાગ્યા–" અબે ઢેડી ! તેરા દેવકુ મનવા લે ! એ તો બોત સતાતા હય ! મૈંને ભુલ કીયા તેરે પાઉં પડું."

હીરકી કહે–" મારા દેવ એમ નહિ મનાય. એ કયારે મનાય કે જયારે તમે મને મારે ઘેર જવા દો, મારા ગગાને લેવા દો ને અમારી તુલસી માને પાંચ શેર ઘી ધરાવો."

મીયાં કહે "કબુલ ! મેં અબી કરતા હું"

તરતજ મીયાંભાઇ વડાલી પાછા વળ્યા. વાણીયાને ત્યાંથી ઘી લીધું ને તુલસીને ચડાવ્યું. ઢેડી કહે એમાંથી થોડું પરસાદીનું ઘી લઇ દીલે ચોપડો અને પછી છાણ શરીરે ઘસીને તળાવમાં જઇ ખુબ ચોળીને નાહી આવીને તુલસી માને પગે લાગો તો અમારા કોચીયાદેવ મનાઇ જશે.

મીયાંભાઇએ તરતજ તેમ કર્યું.



# કાળી તો કવાણી.

(૧૨)

રણમલભા ઉમેટાના આંટાદાર હતા. મુળ ખાધે સુખી પણ છેલ્લા ત્રણ વરસના દુકાળથી આવી રહેલા હતા.

એક દહાડો દાયરામાં ઠાકોર બેઠા હતા અને બે ચાર આજુબાજુના ગામના બારીઆઓ મળવા આવ્યા હતા એટલે 'મારા હમ, ના, ભાનાહમ મોટા ભાના હમ આટલો કહુંબો તો લ્યો બાપલીયા.' એમ ચાલતું હતું.

ઠકરાણી ઘરમાં રાંધતાં હતાં, કાળી હાંલ્લીમાં કોદરી મુકી હતી, પણ ભોગજોગે ચાટવો અફળાવાથી તે ભાગી ગઇ એટલે નાના છોકરા સાથે કહેવડાવ્યું કે " કાળી તો કવાણી." ઠાકોરે જવાબ મોકલ્યો કે " રાતડીઓ પલાણો." દાયરામાં બેઠેલા બીજાઓએ જાણ્યું કે કાળી ઘોડી તોફાન કરે છે એટલે રાતો ઘોડો પલાણવાનું કહે છે.

ઠકરાણીએ ઘડો ચૂલે ચઢાવ્યો પણ ચાટવો અંદર આવે નહિ એટલે પાછું કહેવરાવ્યું કે–" રાતડીઓ લગામ લેતો નથી."

ઠાકોરે પાછો સંદેશો મોકલ્યો-" કાન ચીબાળો."

ઠકરાણીએ ઘડાના કાના ભાગી નાંખીને ચાટવો ચાલી કોદરા કરા.

બધું જાય કંઇ આબરૂ જવા દેવાય !

# એક રાજાની વાત



(૧૩)

એક હતો રાજા. તે એવો તો કાળો કે જાણે બીજો કોયલો. અક્કલનો આટલાંટીક મહાસાગર, કુળનો કટકો! સીકલ એવી કે સામું જોઇએ તો ખાવાનુ યે ન ભાવે. તેને સો રાણી હતી. ગાદીને તે સૌ વરી હતી એમ કહીએ તો ચાલે.

રાજાએ બધેથી દર્પણ લઇ લેવાની આજ્ઞા કરી હતી અને કોઇપણ જગ્યાએ દર્પણ રાખવાની તેની મના હતી. એક વખતે તે પોતાની પટરાણીઓ સાથે બેઠો હતો તેવામાં નસીબ જોગે તેની નજર એકાદ દર્પણમાં પડી એટલે પોતાની સાંવરી સુરત અને મનમોહક મુરત જોઇ તેને રડવું આવ્યું! તેણે રોવા માંડયું એ જોઇ રાણીઓએ પણ રોવું શરૂ કર્યું.

થોડી વારે રાજાએ આંખો લુછીને રોવાનું બંધ કર્યું પણ રાણીઓ તો કેમે કરી રોતી છાની ન રહી. આ જોઇ રાજાએ કહ્યું 'તમને થયું શું તે આટલુ બધુ રડો છો? મ્હને તો મારૂં મોઢું જોઇને ખોટું લાગ્યું તે રડયો પણ તમને શું થાય છે તે તો કહો!'

એ સાંભળી રાણીએએ કહ્યું—'જયારે તમને જરાક વાર તમારૂં મોઢું જોઇ આટલું રોવું આવ્યું ત્યારે અમારે તો તમારૂં મોઢું બારે પહોર અને બત્રીસે ઘડી જોવાનું છે તો પછી કેટલું રડવું આવે તેનો આપ વિચાર કરો !'

અરે વાહ ! તમે હસવા લાગ્યાં કે? રાજાએ શું જવાબ આપ્યો તે તમે જાણી ગયા, ખરૂં ને?



# અકકલનું અજીર્ણ

(૧૪)

પંડિતજીના પિતરાઇ પ્રેમશંકરને અકકલનું અજીર્ણ થઇ ગયેલું. લુહારની કોઢમાં એક દહાડો તેમણે ગરમાગરમ લોખંડ ટીપાતું જોયું અને તેમને તે નવાઇની સાથે યાદ રહી ગયું.

એક દહાડો તેમને સખત તાવ આવ્યો. લુહારની કોઢની વાત ઉપરથી તેમણે અકકલ દોડાવી અને ઘરમાંથી એકાદ પીપ શોધી કાઢી તે પાણીથી ભર્યું અને અંદર બેસી ગયા.



દસ મીનીટમાં તેમના દેદાર જોયા જેવા થયા. તાવ તો એટલો વધ્યો. ન પૂછો વાત. તરતજ ડાકતરને બોલાવ્યા અને તે પણ આટલો બધો તાવ વધેલો જોઇ નવાઇ પામ્યા પણ કારણ જાણી પેટ પકડી હસ્યા.

અકકલના અજીર્ણવાળા માણસો અનેકવાર આમ વિવાહની વરસી કરી નાખે છે! એમને ચાની ગોળી આપીશું? કવીનાઇન ચાલશે?





હાંલ્લીનાંની ખીચડી અને ઓખરાડા રોજ કુતરી ચાટી જઇને સાફ કરી નાખતી.


પાન ૩૩

# કાળી કુતરી મર ગઇ ઓર મેરી ખીચડીમેંસે સવાદ ગયા.



મીયાં મીઠુ રોજ સવારે સાત વાગે ઉઠી કાળી હાંલ્લીમાં ખીચડી ઓરતા. એ ચઢતી એટલે ખાઇને કામે જતા.

જાતે વાંઢા હતા અને હાડકાંના ભાગલા હતા તેથી ઘર પર ઓછું ધ્યાન આપતા. તેમણે એક કાળી કુતરી પાળી હતી. આગલા જન્મમાં તે મીયાંની બીબી હોવી જોઇએ નહિ તો એટલી બધી મીયાં સાહેબની બેદરકાર કરત નહિ.

હાંલ્લીમાંની ખીચડી અને ઓઘરાડા રોજ કાળી કુતરી ચાટી જઇને સાફ કરી નાંખતી. મીયાંભાઇ રોજ સાંજે આવી સાફ હાંલ્લી જોઇ તેને અલ્લાની કરામત માનતા. હાંલ્લી ધોવાની તેમણે બાધા લીધી હતી.

ચાર છ મહીના સુધી એ રીતે ચાલ્યા કર્યું. એવામાં દેવજોગે કાળી કુતરી મરી ગઇ અને મિયાં સાહેબને ત્યાં અલ્લાહની કરામતને બદલે ખુદાનો કોપ ઉતર્યો.

મીયાં મીઠુએ પોતાની ટેવ માફક રોજ ખીચડી ઓરવા માંડી પણ કાળી કુતરી વગર હાંડી સાફ થતી નહિ.

ચાર દિવસ થયા એટલે અંદરના ઓઘરાળા સાફ નહિ થવાથી હાંલ્લી ગંધાવા માંડી અને ખીચડી બેસ્વાદ થઇ ગઇ.

સ્વાદ વગરની ખીચડી ખાતાં ખાતાં મીયાં મીઠુ બોલ્યા "ક્યા ખુદાકી કરામત હૈ કે કાળી કુતરી મર ગઇ ઓર મેરી ખીચડીમેંસે સ્વાદ ગયા, !"



# વનરાજ

પંચાસરનો મહારાજાધિરાજ જયશિખરી ભુવડ સાથે લડતાં પડયો ત્યારે તેની રાણી રૂપસુંદરી ગુપ્ત વેશે વનમાં રહી હતી અને ત્યાં તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો હતો. વનમાં જન્મ્યાથી તેનું નામ વનરાજ પાડયું હતું. મોટો થતાં વનરાજ મહા પરાક્રમી નીવડયો અને પાટણનું રાજ્ય સર કર્યું. ન્હાનપણમાં તેને શક્કરીયાં ખૂબ ભાવતાં અને એક ભીલની વાડીમાં તે ઘણીવાર જતો. પેલો ભીલ પણ સારાં તાજા શક્કરીયાં ખાવા વનરાજને લઇ જતો. વનરાજે પાટણના રાજ્યની લગામ હાથ લીધા પછી પેલા ભીલની સ્રી રોજ તેને વનરાજ પાસે સારાં શક્કરીયાં લઇને ભેટ આપવા જવાની વાત કરે પણ પેલો ભીલ ના પાડે.

ભકતરાજ સુદામાને જેમ તેમનાં પત્નીના દબાણને લીધે શ્રીકૃષ્ણ પાસે દ્વારિકામાં જવું પડયું હતું તેમ આ ભીલને પણ રોજની ટોકણીને લીધે સારાં સારાં શક્કરીયાં લઇ પાટણ ગયા સિવાય ન ચાલ્યું. રસ્તામાં તેને ભૂખ લાગવાથી તે ઘણાં ખરાં શક્કરીઆં ખાઇ ગયો. જ્યારે પાટણ પહોંચ્યો ત્યારે તેની પાસે એક સારૂં શક્કરીયું રહ્યું. જ્યાં થઇને વનરાજના દરબારગૃહમાં જવાતું હતું ત્યાં એક બાજુ તે ઉભો રહ્યો, અને જ્યારે

વનરાજ આવ્યો ત્યારે નમીને પેલું શક્કરીઉં ભેટ આપ્યું. વનરાજે તેને ઓળખ્યો અને પોતાની સાથે સભામાં લીધો તેમજ શક્કરીયું લઈ પોતાના પ્રધાન ચાંપાશેઠને આપ્યું અને તે રત્નભંડારમાં એક રત્ન સમાન ગણી રાખવા કહ્યું. તથા પેલા ભીલને એકહજાર મુદ્રા આપવા હુકમ આપ્યો. તરતજ તેનો અમલ થયો અને ભીલ મુદ્રાઓ લઈ ચાલતો થયો. આ જોઈ એક હજુરીઆએ કાઠીઆવાડી સુંદર ઘોડી ભેટ આપી. તેના દિલમાં એમ હતું કે રાજાએ જ્યારે એક ગામડિયાના શક્કરીઆની કિંમત એક હજાર મુદ્રા આપી ત્યારે મ્હારી ઘોડીનું કોણ જાણે શું આપશે !

રાજા આ દિલમાં સમજ્યો. તેણે ચાંપાશેઠને બોલાવીને કાનમાં કાંઈક કહ્યું. થોડા વખતમાં ચાંપ શેઠ મખમલથી વીંટીને કંઈક લઈ આવ્યા અને પેલા હજુરીઆને આપ્યું. હજુરીઓ સમજ્યો કે મ્હને એકાદ સુંદર રત્ન આપ્યુ હશે.

થોડીવાર પછી ધીમે રહીને તેણે કેવું રત્ન છે તે જોવા લપેટેલું મખમલ ખસેડ્યું તો શકકરીયુંજ જણાયું. આથી તેણે ધીમે રહીને કહ્યું કે "સરકાર મ્હારી આટલીજ કદર કરે છે! આનો તેનો જવાબ આપવામાં આવ્યો કે એ ઘણીજ કીંમતી ચીજ છે કારણકે તેની એક હજાર મુદ્રા જેટલી કિંમત આપી છે!

# મહારાજા કીર્તિકાન્ત



૧૭

કીર્તિકાન્તના દરબારમાં ભાટ બ્રાહ્મણની ભારે ઠઠ ! તેના જેવો કીર્તિનો ભૂખ્યો કોઇ ભાગ્યેજ હશે. દરબારમાં ભારે ઇનામો દેઇ તે દબદબાથી વિદ્વાનોને વિદાય કરતો પણ રસ્તામાં તેનાજ માણુસો પેલાઓને લૂંટી લેતા. રાજાની કીર્તિ સાથે લૂટારાના ત્રાસનાંયે અનેકવિધ વર્ણનો થતાં.

ભૂખણભાટ ભારે બોલકણો. તડનેફડ કહેતાં જરાપણ અચકાય નહિ ! કીર્તિકાન્તના દરબારને તેણે પોતાની કળાથી આંજી નાંખ્યો. એના જેવી વાતો પણ બીજો કોઇ ભાગ્યેજ કહી શકે !

કીર્તિકાન્ત ઇનામ દઇ પાછળથી લૂટાવતો તેની તેને ખબર પડી હતી.

ખૂબ ઇનામ અને માન અકરામ મહારાજાએ તેને દીધાં. જરીની શાલ, દુશાલા, મોતીની માળા, પાઘડી વિગેરે અનેક ઇનામની ચીજોની ભારે ગાંસડી



બાંધી ને ઘોડાના પૂંછડા ભણી મ્હોં કરી અવળી રીતે બેઠો. રાજાએ આ જોઈ પૂછયું ભૂખણ ભાટ, આમ કેમ ?

ભાટે કહ્યું:—'ન જાણ્યામાં માલ છે, રહેવા દોને !' 'ના, ના કહો.' 'તાણુ છે તો કહું છું કે મારી આગળના ઇનામ લઈ ગયા અને લુંટાઈ પણ ગયા.

આપે આપ ઇનામ વનવગડામાં લે લૂટી,
મારકો પડશે હરામ કીર્તિ કેરો રાજીયા !
ઇનામને આકરામ કેરી બાંધી ગાંસડી,
બેઠો અવળો આમ ઝટ દઈને પંથે પણું

પાછળ જોતે 'ઇશને તારા માણુસ લુટવા આવશે એટલે પોટલું દઇ દઇશ. અવળા બેસવાનું એ કારણ છે મારા રાજવી !'

ભાટના આ સ્પષ્ટ જવાબથી રાજાને ભોંય ભારે પડી.



# જેટલા યોગ્ય છો તેટલા

૧૮

પૂર્વે પદ્મિષ્ઠા નામની નગરીમાં પદ્મગર્ભ નામનો એક મહારાજા રાજ્ય કરતો હતો. તેને ત્રણ દીકરાઓ હતી. શશિકળા, સૌદામિની અને ઉષા એવાં એમનાં નામ હતાં. શશિકળા, સૌથી મોટી હતી અને ઉષા સૌથી ન્હાની હતી. એક દિવસ પદ્મગર્ભ મહારાજાએ શશિકળાને પૂછ્યું–'તું કેટલા સ્નેહથી મ્હને ચાહે છે?' 'મ્હારા પ્રાણથી પણ અધિક, પિતાજી!' એવો શશિકળાએ જવાબ આપ્યો. પદ્મગર્ભે ઘણાજ આનંદમાં આવી જઇ તેનાં લગ્ન એક મ્હોટા રાજા સાથે કર્યાં. અને તેઓ ઘણાજ સુખમાં રહેવા લાગ્યાં.

તેણે પછીથી સૌદામિનીને પૂછ્યું:–'તું કેટલા વ્હાલથી મ્હને ચાહે છે?" મ્હારા પ્રાણ સમાન' એવો સૌદામિનીએ જવાબ આપવાથી તેને એક ઠાકોર સાથે પરણાવી.

છેલ્લે પદ્મગર્ભ મહારાજાએ ઉષાને પૂછ્યું તું કેટલા પ્રેમથી મ્હને ચાહે છે? 'જેટલા યોગ્ય છો તેટલા' એવો ઉષાએ જવાબ આપ્યો, અને તેનાથી સહજ નારાજ થઈને ઉષાને એક જાગીદાર સાથે પરણાવી.

કેટલાક વર્ષ પછી એવું બન્યું કે મહારાજા પદ્મગર્ભને એક મોટી લડાઈમાં તેમના એક શત્રુએ હરાવ્યા અને રાજપાટ જીતી લીધું. પદ્મગર્ભની બુરી દશા આવી; એટલે શશિકળાને તેણે પત્ર લખ્યો કે 'ત્હેં મને જવાબ આપ્યો હતો કે તું પ્રાણથી પણ અધિક મ્હને ચાહે છે. તો આ વખતે મ્હને ઉપયોગી થવામાં પાછી પાની નહિ જ કરે.'

શશિકળાને કાગળ મળ્યો અને તે તેણે તેના પતિને બતાવ્યો. બેઉ જણાંએ વિચાર કર્યો કે 'સા સાથે લઢવાને ઘણું મોટું લશ્કર જોઇએ અને ખર્ચ પણ ઘણો થાય માટે એ બનવું મુશ્કેલ છે. રાજાના અંગરક્ષક તરીકે આપણા ખરચે પાંચ પટાવતો આપીએ તો સારૂં" અને તે મુજબ તેમણે વ્યવસ્થા રી પદ્મગર્ભને જવાબ આપ્યો.

આ જવાબથી પદ્મગર્ભ ઘણો જ દીલગીર થયો અને સૌદામિનીને લખ્યું કે 'ત્હેં મને જવાબ આપ્યો હતો કે પ્રાણસમાન ચાહું છું તો આ વખતે તું મ્હને ઉપયોગી થશેજ.'

સૌદામિની અને તેના ઠાકોર પતિએ મળીને એના ઉપર વિચાર ચલાવી પદ્મગર્ભના ખાનપાન સંબંધી બંદોબસ્ત કરવાનો નિશ્ચય કર્યો અને તે પ્રમાણેનો તેમણે જવાબ આપ્યો.

આ જવાબથી પણ રાજાને ઘણું દુઃખ થયું. એટલે ઉષાને લખ્યુ કે 'ત્હેં મને જવાબ આપ્યો હતો કે જેટલા યોગ્ય છો તેટલા ચાહું છું તો આ વખતે મ્હને કામ આવશો ?'

ઉષાએ અને તેના જાગીરદાર પતિએ કાગળ વાંચ્યો અને રાજાને કામ આવવા માટે શું કરવું તે નક્કી કર્યું. પોતાના ઇષ્ટમિત્રોને તેમણે આમંત્રણ કર્યું અને જૂના ખજાનાઓ ઉઘાડી એક ઘણુંજ મોટું લશ્કર તૈયાર કર્યું, અને તેની મદદ વડે પદ્મિષ્ઠા નગર અને આખું રાજ્ય જીતી લીધું.

પદ્મગર્ભ માહારાજને પોતાનું રાજ્ય સંભાળી લેવાનો તેમણે જવાબ મોકલાવ્યો. રાજા આથી ઘણો ખુશ થયો અને પોતે કરેલી ભૂલ માટે પસ્તાવા લાગ્યો.



# ત્રણ મુદ્રા

(૧૯)

મહારાજાધિરાજ જયસિંહના ખંભાતના દંડનાયક તરીકે ઉદયન નામના એક મારવાડી જૈન મંત્રીની નીમણુક થઇ. જૈનધર્મ ઉદયનની રગે રગે પસરી રહ્યો હતો અને તેને લઇને તેના હૃદયમાં ધાર્મિક ઝનુન ઘણું હતું. સ્માર્ત અને વૈષ્ણવો તરફ ધીરે ધીરે તેના હૃદયમાં એક જાતની તિરસ્કારની લાગણી પેદા થઇ હતી.

એક વખત તે કાંઇક સંકડામણમાં આવી પડવાથી અને તેનું તે કાર્ય એક ધનાઢ્ય વૈષ્ણવ નાગરિકથી થાય એવું હોવાથી તેણે એક યુક્તિ રચી પેલા વૈષ્ણવને તેમાં ફસાવી કામ કાઢી લેવાનો વિચાર કર્યો. તેણે તેને બોલાવવા માટે પોતાના દિકરા આંબડને મોકલ્યો. પેલા વૈષ્ણવ ગૃહસ્થનું નામ નયનપાળ હતું. નયનપાળને જોઇ ઉદયને કહ્યું:—

" આવો નયનપાળ શેઠ ! તબીયત તો સારી છેને ? આજે આપનું જરૂરનું કામ પડવાથી આંબડને આપને બોલાવવા મોકલ્યો હતો. મને ઘણા દિવસથી વિચાર થયા કરે છે કે કયો ધર્મ સારો હશે ? સ્માર્ત,

વૈષ્ણવ કે જૈન? ગામમાં સલાહ લેવા જેવામાં આપનું નામ પહેલું આવતું હોવાથી આપને સલાહ સારૂ બોલાવ્યા છે."

નયનપાળ ઉદયનની લુચ્ચાઈ પારખી ન શકે એવો ભોટ ન હતો. તેણે કહ્યું: "મંત્રીવર, આપનો પ્રશ્ન વાસ્તવિક હોઈ અતિશય ઉપયોગી છે. માણસની વૃદ્ધાવસ્થામાં શંકિત દૃષ્ટિ થાય એ બીલકુલ બનવા જોગ છે. મ્હને એક વાત આપનો પ્રશ્ન સાંભળીને યાદ આવે છે. ' એક વખત એક માણસે પોતાની જીંદગીની સઘળી કમાઈ ખરચી કોહીનૂર જેવો પ્રકાશીત એક મધ્યમ કદનો હીરો લઈ, તેની મુદ્રા કરાવી. તે મુદ્રા વંશપરંપરા પોતાના વારસો પાસે રહે એવી રીતની તેણે મરતી વખતે પોતાના પુત્રને સૂચના આપી. તેણે પણ તેવી સૂચના પોતાના પુત્રને આપી. આ રીતે તે મુદ્રા કેટલીક પેઢી સુધી વારસોને મળતી રહી. જેના કબજામાં મુદ્રા હોય તે કુટુંબનો વડીલ ગણાય. આગળ જતાં એમ બન્યું કે એક જણને ત્રણ દિકરા હતા, ત્રણેના ઉપર તેને અતિશય વ્હાલ હતું. તે માંદો પડયો ત્યારે ત્રણે જણે મુદ્રાની આશાથી સેવા ચાકરી સારી રીતે કરવા માંડી. તેણે ત્રણે જણને મુદ્રા આપવાનું વચન આપ્યું. પોતાનો એક મિત્ર જે ખોટાં પાણીદાર રત્નો બનાવી જાણતો હતો તેની

પાસે તેણે બે રત્નો પેલી મુદ્રાના જેવાંજ તૈયાર કરાવી તેમને પેલી મુદ્રા જેવી બે મુદ્રાઓ તૈયાર કરાવી તેમાં જડાવ્યાં. ત્રણે મુદ્રા એવી થઇ કે તેમાંથી સારી કયી અને ખોટી કયી તે ભલભલા ઝવેરીઓને પણ ખબર ન પડે. પછી તેણે મરતી વખતે ત્રણેને એકેકી મુદ્રા આપી. સર્વે પોતાની મુદ્રાને ખરી માનવા લાગ્યા, કારણ કે ખરી કઇ તે પારખવું મુશ્કેલ હતું, આ મુજબજ પ્રભુને પામવાના એ રાજમાર્ગો છે. જેને જે માર્ગ પસંદ પડે તે ખરો. ત્રણે જણ જેમ પોતાની વીંટીને જ ખરો માનતા હતા, તેમ આ ત્રણે રાજમાર્ગના પ્રવાસીઓ પોતાનાજ માર્ગને ખરો માને છે."

નયનપાળનો આ જવાબ ઉદયન સાંભળી ઘણો જ ખુશી થયો અને તેની સાથે જે કામ હતું તે ખુલ્લા દીલથી કહ્યું. નયનપાળે તે તરત જ કર્યું અને ઉદયનને પોતાનો ઉપકારી કર્યો, તેમજ લુચ્ચામાં લુચ્ચા મંત્રીવરની કૃપાનું પાત્ર થયો.



# આખલા ઉઠામણ



(૨૦)

નથુભાઇ નારણદાસ અમારા ગામમાં પુરાણા કાળના માણસ હતા. તે રહેતા હતા વીસમી સદીમાં પણ માણસ સત્તરમી સદીના.

અમારી પાડોશના નંદશંકર દીક્ષિતનો દીકરો મેટ્રીક ભણીને આવ્યો તેને તેમણે પૂછ્યું કે:–'હું પૂછું તેનો તું જવાબ આપે તો ખરો માતરીક ભણ્યો કહેવાય.'

એમણે પોતાના બે હાથની આંગળીઓ પહોળી કરી પૂછ્યું:–'આટલા પૈસાનું આટલા (બે હાથ વધારે પહોળા કર્યા) શેર તો આટલા પૈસાનું (એમ કહીને બે હાથ વધારે પહોળા કર્યા) કેટલા શેર?'

પણ એ હિસાબ કયા ગણિતમાં આવ્યો હોય તે દીક્ષિત જવાબ દે!

નથુભાઇ હસીને બોલ્યા: 'એટલું યે નઆવડ્યું? મારા હાથની દસ આંગળી દેખાડી મેં પૂછ્યું કે દસ પૈસાનું દસશેર તો દસ પૈસાનુ કેટલું? આવો સહેલો હિસાબ ન આવડે ને માતરિક થયો છે!

બધા ગણિત કરતાં એમનું ગોલાગણિત ચઢે એમ એમનું કહેવું હતું.

અમારા મિત્ર શ્યામશંકર શાસ્ત્રી કાશીએ જઇને ભણી આવ્યા તેમની પરીક્ષા લેવાનું નથુભાઇને મન થઇ આવ્યું.

અમે બધા ભાગોળે બેઠા હતા અને પીપળાના ઝાડ નીચે એક આખલો બેઠો બેઠો વાગોળતો હતો.

નથુભાઇએ આવીને શ્યામશંકરને પૂછ્યું:–'શાસ્ત્રીજી તમે તો કાશી જઇને પંડિત થઈ આવ્યા પણ હું પૂછું તે ભણ્યા છો ? તમે આખલા ઉઠામણનો મંત્ર ભણી આવ્યા છો ? જો આવડતો હોય તો પેલા આખલાને ઉઠાડો જોઇએ. ?

શાસ્ત્રીનાં પોથાંમાં એ મંત્રજ ન હતો તે ક્યાંથી જવાબ દે ! છતાંયે તે ઉઠયા અને આખલા પાસે જઇ પાંચ પંદર મંત્ર ભણ્યા પણ એથી કાંઇ આખલો ઉઠે ? આખરે તે થાક્યા.

'જુઓ ત્યારે હું ભણાવું' કહીને નથુભાઇ ઉઠયા અને આખલાના કાનમાં જઇને હરેખડી નાખી ધુરૂરરરૂ ધુરરરરૂ કર્યું કે તે ફટ લઇને ઉઠયો. નથુભાઇની લાકડી દેખી તે છાનો માનો ચાલવા મંડયો. નથુભાઇની લાકડીની આખલાને યે એટલી શરમ, બીજો હોય તો શિંગડાનો સ્વાદ જરૂર બતાવે. પણ નથુભાઇ આગળ માતેલો સાંઢ બકરી !

# ભરતામાં ભરાય.

જમાલમીયાં જમાદાર મારા જબરા દોસ્ત. જાત જાતની વાતોની તે જબરી ખાણ હતા. એક દહાડો મને કહે:—કાલીયાવાડીમાં કલા કુંભારને ત્યાં મારો ઉતારો હતો. કુંભારણ બડી ચતુર. બાજરાનો શેર આટો બજારમાંથી લાવી સેવકે તેને બહાદરપુરના બે (રોટલા) કરવા દીધો.

બહારને ચૂલે તે રોટલા કરવા બેઠી, ચુલે તાવડી મૂકી, કરાંઠાંનો દેવતા સળગાવ્યો અને દાથરામાં લોટ લીધો. મને હુકકો ભરી આપેલો તે હું ખાટલા પર બેઠો બેઠો ગગડાવતો હતો. મારી નજર બીજી બાજુ જોઇ કુંભારણે તેને લોટ જરા વધારે લાગવાથી થોડોક ખોળામાં કાઢયો અને ઘરમાં મૂકવા ગઇ. પણ આપણે ગાંજયા જઇએ? મેં પણ ધીરે રહીને થોડોક લઇને ખેસે બાંધ્યો. પેલી પાછી આવી ને જોયું તો તેને લાગ્યું કે લોટ વધારે લઇ જવાયો. થોડાક લોટના બે રોટલા નાના નાના થાય તો હું બુમ મારૂં તેથી તે અંદર જઇને પેલો લોટ લઇ આવી અને દાથરીમાં નાખ્યો. હવે આવ્યો મારો વારો. હું યે ઉઠયો અને ખેસને છેડે બાંધેલો લોટ છોડીને દાથરીમાં નાખ્યો. કુંભારણે પૂછયું "આમ કેમ?" "હું બોલ્યા એમનું એમ. જતામાંથી જાય અને ભરતામાં ભરાય!" એ હસી પડી.



અને હુક્કો ભરી આપ્યો તે હું ખાટલા પર બેઠા બેઠા ગગડાવતો હતો.

૪ ]

પાન ૪૮

# કરમ આડું પાંદડું

(૨૨)

રામપુરના મહારાજાને ઘડપણમાં બે બાળક અવતર્યાં, તારા ને પ્રતાપ–ભાઇ ને બ્હેન. નસીબ જોગે તારાબાઇ વિધવા થઇ.

એક દહાડો તે તેની ભાભીને જરા ફુલાઇને કહેઃ—'મારે કયાં પંચાત છે? અર્ધી જીંદગીતો ગઇ. મારા તરફ કોણ આંગળી ચીંધવાનું છે?' ભાભી કહે, 'બ્હેન, એ વાતનાં અભિમાન ન હોય. કરમ આડું પાંદડું'.

તારા નદીએ ન્હાવા ગઇ હતી, એવામાં ઝાર આવ્યો ને તણાઇ ગઇ. બહુ શોધ કરી પણ તેનું મડદૂંયે ન જડયું.

પ્રતાપસિંહે એક વખત યજ્ઞ કરાવ્યો. બ્રાહ્મણોનું એંઠું જ્યાં સુધી રાજાનાં ભાણેજ ખાય નહિ ત્યાંસુધી ધજા પડે નહિ. પ્રતાપસિંહને ભાણેજજ ન હતાં એટલે ધજા કેમ પડે!

પણ કોણ જાણે કેમ, ધજા પડી ગઇ. એટલે પ્રતાપસિંહ કહે 'દિવાનજી તપાસ કરો!' મારે ભાણેજ નથી ને ધજા કેમ પડી! 'દિવાનજીએ જોયું તો બ્રાહ્મણનો એંઠવાડ વાઘરીનાં છોકરાં ખાતાં હતાં.

દિવાને તેમની માને બોલાવીને વ્હેમ પડવાથી રાજાજી પાસે લઇ ગયો. રાજાએ બાઇને તેની હકીકત પૂછવા માંડી એટલે બાઇએ રડતાં રડતાં કહ્યું:– ‘બાપુ ! મને નદીમાંથી એક વાઘરીએ કાઢીને મરતાં મરતાં બચાવી. ના છૂટકે અને અજાણમાં હું વટલાઇ અને વાઘરીનું ઘર માંડવા ફરજ પડી. શું કહું ? હું જ આપની તારા.’

રાજાજીની આંખમાં આંસુ આવ્યાં. પોતાની બ્હેન માટે તેણે બનતુ કર્યું અને તેને સુખી કરી. અરે ! કરમ આડું પાંદડું ! કોણ નસીબ જોઇ બેઠું છે !



૭૦

# કોણ વટલ્યું ?

(૨૩)

ચાંપાનેરના ચંદનદાસને ઘેર મ્હેમાન આવ્યા. શેઠે મ્હેમાન માટે પુરીઓ કરાવી ને બજારમાંથી કળીના લાડુ આણ્યા.

લીલા શેઠાણીએ પુરી પીરસીને લાડુ આણ્યા. પુરી જરા જાડી જોઇને શેઠ કહે 'પુરીઓ આજે જાડી કાં લાગે છે!' એટલે શેઠાણી બોલ્યાં 'ઘઉં સારા ન્હોતા તે શું કરૂં ? સારા ઘઉં હોય તો સસલાના કાન જેવી પુરીઓ કરી દઉં.' મ્હેમાન મનમાં હસ્યા.



બપોરે શેઠ બ્હાર ગયા પછી મ્હેમાનના બીજા ઓળખીતા આવ્યા, અને વાતમાં વાત નીકળતાં કહે 'અલ્યા તું તો કોળી વટલી વાણીઓ થયો છે તે કેમ ભૂલે છે?' એટલે મ્હેમાન કહે 'અને તમે વાળંદ વટલી વાણીયા થયા છો તે?' લીલા શેઠાણી ધીરેથી કહે 'અને હું વાઘરેણ વટલી વાણીઅણ થઈ છું!' મ્હેમાન કહે 'સસલાના કાન જેવી પુરી' પરથી જ હું તો સહમજ્યો તો.'

આ બધામાં વટલ્યું કોણ? કોળી, વાળંદ, વાઘરણ કે વાણીઆ?



# ગમશે ત્યાં બેસશે



(૨૪)

ભગલા હજામ પર ભગવાનપુરના મહારાજા ખુશ થઇ ગયા; તે કહે 'માગ, માગ, માગે તે દઉ" ભગલો કહે 'બાપજી! રાજી થયા હો તો મને સોના મહોરની થેલી ને વીંટી દો અને હજામડીના દાંત મઢાવીને ચૂડો આપો.' રાજાજીએ એ બધુંયે દીધું.

બે દહાડા પછી ભગલો તેની વહુને કહેઃ–રાજાજીએ દીધું તે નાત શું જાણે? આપણે નાત જમાડીશું? વહુએ હા કહી અને નાતને નોતરાં દેવાયાં.

જે આવે તેને ભગલાભાઇ, 'આમ બેસો તેમ બેસો વધ્યા તેટલા પોળને પેલે પૂંછડે બેસો' આમ કહેતા જાય ને આંગળી કરી વીંટી બતાવતા જાય. ભગલાભાઈની વહુ 'ગમશે ત્યાં બેસશે' એમ કહે ને હાથનો ચુડો બતાવે. પાછી 'રાંધ્યુ' નથી સીધ્યું નથી, શું ખાશે હીહીહી?' એમ કહેતી જાય, હસતી જાય ને મલકાતી મલકાતી દાંત બતાવતી જાય.

નાત જમી ખરી ને સૌયે જાણ્યુંયે ખરૂં કે ભગલાભાઇને રાજાજી રીઝયા છે. બુદ્ધિ કોઇના બાપની!

# ધોતલીના ધોળ આગળ ગવાશે



(૨૫)

વાણીયા બહુ ચતુર ! આંટી ઘુંટી રમી લોકને આંજવાની કળા એમના જ બાપની. રાતનો ચોર માર્યો જાય પણ એ ધોળા દહાડાના નામીચા ચોર લ્હેર કરે !

અમથાશાના ઘરમાં રાતને વખતે એક ચોર પેઠો, ચકોર વાણીયે વાત જાણીને ધીરે રહીને ખુણામાં પડેલી ડાંગ ઉપાડીને ચોરને મારી.

કાગડાનું બેસવું ને હાલીયાનું ભાગવું એ ન્યાયે ભોગ જોગે એની ડાંગ આબાદ વાગી અને ચોર પડયો. અમથાશા આમ બહાદુર તે પડેલા ચોરને પૂરો કર્યો.

પછી ચોકીએથી ચોકીઆતને બોલાવી લાવ્યા, અને ચોરને મારવાનો જશ ચોકીઆત ખાટે એમ કર્યું.

બીજે દહાડે વાત દરબારમાં ગઇ અને ચોકીઆતે જાણીતો ચોર માર્યો તેથી દરબારે તેને સેલાં પાઘડીનો શિરપાવ આપ્યો.

અમથાશાને ઘરમાંથી રોજ કહે કેઃ ' જુઓ તમે શિરપાવનો લાગ ગુમાવ્યો. ચોર તમે માર્યો અને જશ ચોકીઆતને મળ્યો. દરબારે ધોતલી તેને દીધી "

શેઠ કહે 'જો જે તો ખરી, ઘોતલીનાં ઘોળ આગળ ગવાશે.'

થોડા દહાડા પછી ચોરના ભાઇએ ચોકીઆતને મારીને પોતાનું વેર વાળ્યું.

ચોકીઆતની બાયડી મોટી પોકે રડવા લાગી તે જોઇને અમથા શેઠ શેઠાણીને કહેવા લાગ્યાઃ— 'જોયું ને હવે ઘોતલીનાં ઘોળ ગવાય છે તે! મેં ઘોતલી લેવાનો લોભ કર્યો હોત તો આજે તારે ઘોળ ગાવાનો વખત આવત.'



# આઠ નવાં બોતેર

(૨૬)

આંક શિખવવાની અનેક રીતોમાં એક રીત ઘણીજ રસિક છે. વાતની વાત ને આંકનું જ્ઞાન. અમારા ગુરુજી તેમાં એક્કા.

એક રાજાને આઠ રાણી હતી. નવમી પરણવાની તે તૈયારીમાં હતો. આઠમી રાણી તરફથી રાજ બારોટને સારૂં મળતું હતું અને તેના પિયર તરફથી પણ ઘણી જમીન જાગીર મળેલી હતી. નવમીનું નાળીએર રાજા સ્વીકારવાની તૈયારીમાં હતો ત્યાં બારોટ બોલી ઉઠયાઃ—

એક નવુંને બે નવાં, ચારે કાળો કેર,
બોળે પળીઆં બાપનાં, આઠ નવાં બોતેર.

સાત નવી રાણીઓ આવી ગંઇ અને આ આઠમી નવી કાં કરો છો ?

આ વાત કરીને શિખવ્યું કે–'આઠ નવાં બોતેર' વળી કહેઃ—

સરખે સરખા સૌ લઢે વીસની સામે વીસ
બે મરણને આગમે તો બે તગડે તેત્રીસ

સરખે માથે સૌ લઢે પણ મરણીયા થાય તો બે જણ તેત્રીસને તગડી કાઢે અને શીખવ્યું કે 'બે તગડે તેત્રીસ.'



એટલે બાઈએ રડતાં કહ્યું.



પાન ૫૦

# માનભુખ્યા માખણદાસ

(૨૭)

એક હતો કાગડો. સાંજે ગાયોનું ધણ ઘેર જતું હતું ત્યારે એક ગાયના શિંગડા પર તે બેઠો, અને તેના ધણીને ઘેર જઈને બોલ્યોઃ— 'લો આ તમારી ગાય. સંભાળી લો. ગાયના ધણીને નવાઈ



લાગી ને કહ્યું:- 'વાહરે કાગડા ભાઇ! ત્હમને કોણે કામ સોંપ્યું હતું? ને શું કામ સોંપ્યું હતું?' કાગડો કહે 'શું તે બધાં ઢોરને ચરાવીને ઘેર પહોંચાડવાનું. એ કામ મારૂં છે તે શું આપ નથી જાણતા?' એમ કહી તે ઉડી ગયો.

પેલો કહે 'અરે! ભલા ભગવાન! આવા માનાભિલાષી માખણદાસ દુનીયામાં કેટલા વસતા હશે?



# નવમું પુતળું



(૨૮)

બેલસોરાના બાદશાહને સ્વપ્ન આવ્યું અને તેમાં તેના બાપે તેને ગુપ્ત ખજાનાનો ભેદ કહ્યો. બીજે દહાડે તે ખજાનો શોધીને જોયુ તો તેમાં અગણિત ધનભંડાર હતો, તેમજ હીરામાણેક અને મોતી સાથે સુવર્ણનાં રત્નજડિત આસનપર સ્ફટિકાદિનાં આઠ પુતળાં હતાં. નવમું આસન હતું પણ પુતળું ન હતું. આસન પર એક કાગળમાં લખ્યું હતું કે 'પ્યારા પુત્ર! નવમું પુતળું આ સૌ કરતાં વધુ કિંમતી છે તે ત્હારે મેળવવાનું છે. મણુક મદદ કરશે.'

મણુક તેના બાપનો ગુલામ હતો. અને હાલ તે સ્વતંત્ર હતો. તે અને બાદશાહ જેન બેઉ નવમું પુતળું શોધવા ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ સમુદ્ર કિનારે આવ્યા. મણુક કાંઇક મંત્ર ભણ્યો એટલે એક જાદુઇ હોડી આવી. ભયંકર દેખાવના રાક્ષસે હાથીના જેવી પોતાની સુંઢ વડે એ બેઉને અંદર બેસાડી એક બેટમાં ઉતાર્યા. તરતજ ધડાકા સાથે આકાશમાંથી એક જુવાન ઉતર્યો. મણુકે તેને ત્યાંના અમીર તરિકે ઓળખાવ્યો. મણુકના કહેવાથી બાદશાહે તેની પાસે નવમું પુતળું માગ્યું

તેણે તે આપવા હા પાડી પણ એક શરતે 'બાદશાહે એક સૌંદર્ય અને કુળશીળ વતી કન્યકા સો દિવસમાં લાવી દેવી; બાદશાહે તે કબુલ કર્યું. મબ્રુકે તેને જાદુઈ દર્પણ આપ્યું અને જેકન્યાનું પ્રતિબિંબ સ્વચ્છ ન દેખાય તે નકામી એમ સ્હમજાવ્યું.

બાદશાહ દેશેદેશ ફર્યો પણ એવી કોઈ કન્યા ન મળી. આખરે મબ્રુકે બગદાદના ખલીફની શાહજાદીની વાત બાદશાહને કરી. એઉજણ ત્યાં ગયા. શાહજાદીરોશનનો ચહેરો દર્પણમાં સ્વચ્છ દેખાયો.

પણ ઝેન તેને જોઇને પ્રેમમાં પડયો. ખલીફાએ ઝેન સાથે શાહજાદી પરણાવાની હા પાડી. ઝેન રોશનના પ્રેમમાં બધું ભુલી ગયો. લગ્નની છેલ્લી ઘડીએ મબ્રુકે એને ખુબ દબાવ્યો એટલે તેણે ખલીફાને સઘળી વાત કહી લગ્ન રોકયાં અને એ, રોશન તથા મબ્રુક પેલા બેટમાં ગયાં

ધડાકા સાથે જમીન ફાટી અને પેલો અમીર આવ્યો. રોશનને તેણે લઇ લીધી અને ઝેનને કહ્યું:– 'નવમું પુતળું તેને સ્થાને પહોંચી ગયું છે.' ચીરાતે દિલે ઝેન બેલસોરા આવ્યો અને ખજાનો ઉઘાડયો.

ભોંયરામાં અપૂર્વ પ્રકાશ ફેલાયો હતો અને નવમા આસન ઉપર એક ભવ્ય અને અલૌકિક પુતળું દેખાતું હતું. તેનું શરીર આબાદ રોશનને મળતું હતું.



ઝેન દોડયોને 'ઓ! રોશન! મારી આંખોના નૂર!" કહીને તે પૂતળાને વળગ્યો અને શો ચમત્કાર! એ પુતળાએ પોતાના બેઉ હાથ પસાર્યા તથા તે બાદશાહ ઝેનને ભેટયું. તે જીવતી જાગતી રોશનજ હતી. થોડા વખતમાં ભારે ધામધુમથી બેઉનાં લગ્ન ઉજવાયાં.

---

# રણમલભા અને રસિકભારતી

૨૯

રણમલભા હતા કાઠિઆવાડના એક નાના સરખા રાજ્યના ઠાકોર. તેમનો દાયરો સદાયે ભરપુર રહેતો.

એક વખત કોઇ ભયંકર આરોપ સર રસિકભારતી નામના વિદ્વાનને ઠાકોરે કેદમાં નાખવાનો હુકમ આપ્યો. તેનો અમલ તરતજ કરવામાં આવ્યો.

કેટલાક વખતબાદ પાસેના રાજ્ય તરફથી એક ઉમદા કાઠી–માણકી ઘોડી ભેટ તરીકે આવી. સૌએ તેને વખાણી પણ રણમલભાને સંતોષ ન થયા એટલે એનો સારામાં સારો પરિક્ષક કોણ હશે એમ પુછતાં ઘણા માણસોએ રસિકભારતીનું નામ આપ્યું. કેદમાંથી તરતજ રસિકભારતીને મંગાવીને ઠાકોરે ઘોડી બાબત તેનો અભિપ્રાય માગ્યો.

રસિકભારતીએ પોતાનો અભિપ્રાય આપ્યો કે 'ઘોડી સર્વ રીતે સારી છે પણ તેને ગધેડીનું દૂધ ધાવણ તરીકે આપવામાં આવ્યું છે એટલે તેની જાતમાં સંકરતા આવી છે.'

રણમલભાને ઘણીજ નવાઇ લાગી. તેમણે તપાસ કરાવી તો ઘોડી જ્યારે વછેરી હતી ત્યારે તેની મા મરી જવાથી અને બીજુ દૂધ એને પચ્યુ

નહિ હોવાથી, ગધેડીનુ દૂધ આપવામાં આવેલું. આથી રસિકભારતી ઉપર ઠાકોર ઘણાજ ખુશ થઈ ગયા અને તેને રોજ એક શેર જલેબી આપવાનો હુકમ કર્યો.

ઠાકોર એક વખત પોતાનો ખજાનો તપાસતા હતા તેવામાં એમને હીરાની પરીક્ષા કરવાનો અને કયો હીરો વધારે મુલ્યવાન હશે તે જોવાનો વિચાર થયો એટલે રસિકભારતીને ત્યાં બોલાવી મંગાવ્યો, અને હીરાઓ તેની પાસે મુકી તે સૌમાં વધુ મુલ્યવાન હીરો શોધી કાઢવાનું કહ્યું. રસિકભારતીએ કહ્યુઃ– 'ઠાકોર સાહેબ આપ કયો હીરો વધુ કિંમતી ગણો છો?'

ઠાકોરે એક સુંદર હીરો ઉંચક્યો અને રસિકભારતીના હાથમાં મુક્યો. તેણે કહ્યું કે આમાં એક જીવતું પતંગીયુ છે. રાજાને ઘણી નવાઇ લાગી એટલે તેણે તરતજ એ હીરો તોડાવ્યો તો તેમાંથી પતંગીયુ નીકળ્યું.

ઘણાજ ખુશમીજાજમાં આવી ઠાકોરે રસિકભારતીને રોજ અર્ધો શેર ખાજાં આપવાનો હુકમ કર્યો.

પોતે કોનો પુત્ર હશે એ જાણવાનો વિચાર એક વખત ઠાકોરને થઇ આવ્યો કારણકે તેના સાંભળવામાં એક ઠકરાતના રણવાસના ગોટાળા આવ્યા હતા. આ વિચાર કોને કહેવો અને ખરો જવાબ કોણ આપે એ વિષે વિચાર કરતાં રાસકભારતી યાદ આવ્યો. ઠાકોરે તેને બોલાવીને આ

વિચિત્ર પ્રશ્ન પૂછયો. ગુસ્સે ન થાય તો તેનો જવાબ આપવાનું તેણે કહ્યું. ઠાકોરે વચન આપવાથી રસિકભારતીએ કહ્યું કે તે કંદાઈનો પુત્ર હતો.

પોતાની માતાને બોલાવી સોગંદ ઉપર સાચુ કહેવા ફરમાવતાં તેણે બધી વાત કબુલ કરી અને ઠાકોર કંદોઇનો પુત્ર હતો એ વાત ખરી ઠરી.

નવાઇ પામી ઠાકોરે રસિકભારતીને ખાનગીમાં પુછયું કે આ બધી વાત એણે કેવી રીતે જાણી?

રસિકભારતીએ કહ્યું બાપુ! ઘોડી ! કાનની ટીશી તેની જાતના જેવી ટટાર ન હતી પણ ગધેડાના જેવી હતી તેથી એને ગધેડીનું ધાવણ આપવામાં આવેલુ એ મેં જાણ્યું. હીરો ગરમ હતો એટલે તેમાં જીવતું પતંગીયુ હોવું જોઇએ એમ માન્યું. કારણ હીરો હમેશાં ઠંડો રહે છે જ્યારે મ્હને આપેલો તે ગરમ હતો'

ઠાકોરે કહ્યું: એ તો ઠીક પણ મ્હારી વાત શી રીતે જાણી?

રસિકભારતીએ જવાબ દીધો–જ્યારે આપને ઘોડીની વાત મેં કહી અને આપ ખુશ થઇ ગયા ત્યારે મ્હને એક શેર જલેબી દરરોજ આપવાનો હુકમ આપ્યો ત્યારથીજ હુ સમજી ગયો હતો કે આપ રાજબીજ નહિ પણ કંદોઇના પુત્ર હોવા જોઇએ. કારણકે રાજબીજ હોત તો મને મુકત કરી એકાદ ગામ ઇનામમાં આપ્યું હોત.

ઠાકોરે આ ખુલાસાથી રસિકભારતીની ઘણી પ્રશંસા કરી અને એક ગામ ઇનામમાં આપી પોતાનું કારભારૂં દીધું.



રણધીર ઉંઘતો હતો. જડી [illegible]પીછાંના સુંદર પંખાથી પવન નાખતી હતી અને દુલારી બેઠી હતી પાન ૬૯

# વીર રણધીર



(૩૦)

એક રાજાને રણધીર નામે યુવરાજ હતો. રણધીરને ચાર જીવજાન દોસ્ત હતા. એક બ્રાહ્મણનો દિકરો, બીજો નગરશેઠનો, ત્રીજો પટેલનો અને ચોથો સુથારનો દિકરો હતો. તે દરેક પાસે જૂદી જૂદી વિદ્યાઓ હતી.

હાડકું જડે તો જીવ મૂકી જીવતું કરવાની વિદ્યા બ્રાહ્મણનામાં હતી. જાને ન ગયા છતાં કોઈની પણ વહુ ઓળખવાની, કોઈ પણ સ્રીનો પતિ કોણ છે તે એકદમ કહી શકવાની વિદ્યા નગરશેઠના પુત્રમાં હતી. ગમે તેવું ઝીણામાં ઝીણું હાડકું શોધી કાઢવાનું કામ પટેલને સારી રીતે આવડતું હતું. અગરચંદનના લાકડાં હોય તો ઉડણ વિમાન કરવાની વિદ્યા સુથારનામાં હતી, રાજપુત્ર રણધીરમાં એકે ઝટકે વાઘ કે સિહ મારવાની તાકાત હતી.

એક વખત પટેલને હાડકું જડયું તે લઈ બ્રાહ્મણ પાસે આવ્યો ને કહ્યું 'લ્યો આમાં જીવ મુકો' બ્રાહ્મણે સિહનું હાડકું ઓળખ્યું એટલે રાજકુમારે કહ્યું 'હું એકે ઝટકે એને મારીશ માટે

તું સજીવન કર.' બ્રાહ્મણ મંત્ર ભણ્યો કે સિંહ સજીવન થયો અને ઘુઘવાટ કર્યો. રાજકુમાર તેને તરવાર લઇ મારવા દોડયો. ચારે મિત્રો ભય પામી એક બાજુ નાઠા અને બીજી બાજુ સિંહ અને રાજકુમાર નાઠા. જતાં જતાં થાકી જવાથી એક મોટા ઝાડ ઉપર રણધીર ચડી ગયો. સિંહ થોડી વાર આમ તેમ રખડી ચાલતો થયો.

રાજકુમારે ઝાડપર ચઢીને જોયું તો દુર એક શહેર જણાયું તે જોઇ તે ત્યાં ગયો. આખા શહેરમાં એક પણ માણસ મળે નહિ. દુકાનોમાં માલ ભર્યો હતો પણ કોઈ માણસજ નહિ હતું. ફરતો ફરતો તે ભોંયરા આગળ ગયો, ત્યાં તેને હીંચકાનો ખડખડાટ સંભળાયો. અંદર જઇને જુએ છે તો એક સુંદર બાલિકા હીંચકા ખાતી હતી. તેણે રણધીરને જોઇ કહ્યું "અહોહો! આપ કયાંથી આવ્યા? મ્હારો રાક્ષસ બાપ બારબાર ગાઉ સુધી મનુષ્ય રહેવા દેતો નથી." રણધીરે પોતાની બધી વાત કહી, તે સાંભળી તે ઘણી ખુશી થઇ અને તેનો સારો આદર સત્કાર કર્યો. જયારે પોતાના રાક્ષસ બાપને આવવાની વખત થઈ ત્યારે તે બાલાએ રણધીરને માખી બનાવી દઇ ડાબલીમાં ઘાલી પોતાના વાળની વેણામાં મુકી દીધો. થોડીવારમાં એનો બાપ "ખાઉ, ખાઉ" કરતો આવ્યો.

તેણે કહ્યું 'મને માણસની ગંધ આવે છે' એટલે બાલિકાએ જવાબ આપ્યો કે, 'ના બાપુ, કોઇ નથી આવ્યું. હું મોટા થઇ એટલે તમને મારો ગંધ આવતી હશે.' બાપ પછી સુઇ ગયો અને સવારે ઉઠી બહાર ગયો.

પછી તેણે રણધીરને પોતાની મૂળ સ્થીતિમાં ફેરવી દીધો. રણધીરે તેને શીખવ્યું કે 'વાતવાતમાં તું પરણાવવાનું કહેજે અને એનું મરણ શાથી છે તે પૂછી લેજે.'

બીજે દિવસે તેણે તેમ કર્યું. રાક્ષસે કહ્યું "બે ત્રણ વખત હું તારે સારૂ વર લાવેલો પણ રસ્તામાં ભૂખ લાગવાથી ખાઇ ગયેલો," તેણે કહ્યું "નહિ ખાઇ જવાનું વચન આપો તો હું શોધી લાવું" બાપે વચન આપ્યું એટલે તેણે રણધીરને રજુ કર્યો અને પરણાવવાની માગણી કરી.

રાક્ષસ ઉપડયો તે એક બ્રાહ્મણ વાડ કરતો હતો તને લઇ આવ્યો. અષ્ટં પષ્ટં બોલી બ્રાહ્મણે બેઉને પરણાવ્યાં. રાક્ષસે સુપડુ ભરી સોના મહોર દક્ષિણામાં આપી.

એક વખત રણધીરની સ્રી-દુલારીએ બાપને પૂછયું; કે "તમે બહાર જાઓ છો તો વખતે કોઇ તમને મારી નાખે તો અમે શું જાણીએ? બાપે

કહ્યું. "આપણા બગીચામાં સાત કેળ વચ્ચે લોઢાનો સ્તંભ છે તે જો કોઈ એક ઝટકે કાપી નાખે તો મારૂં મોત થાય. તે સિવાય થાય નહિ" દુલારીએ એ વાત રણધીરને કહી.

બીજે દહાડે રણધીરે જ્યારે રાક્ષસ બહાર ગયો હતો ત્યારે એક ઝટકે સાતે કેળ અને લોઢાનો સ્તંભ કાપી નાખ્યાં; એટલે રાક્ષસ મરણ પામ્યો.

એક દિવસ દુલારી તળાવમાં ધોવા ગઇ હતી ત્યાં કોઇ લાંબા તાડ જેવા રબારોને જોઇ નાસવા ગઇ એટલામાં પગની મોજડી પડી ગઇ.

એ મોજડી રબારીએ લઇને દૂરના ગામના એક રાજાને આપી. રાજાએ તેને એક ગામડું ઇનામમાં આપ્યું અને મોજડી પહેરનારીને પોતાની રાણી બનાવવા માટે લાવવા સારૂ જડી માલણને કહ્યું.

માલણ જડી રાક્ષસના ભોંયરા આગળ જઇને રોવા લાગી કે "ઓ મોટા ભાઇરે!" એને રોતી સાંભળી દુલારી બહાર આવી અંદર તેડી ગઇ. તેણે જાણ્યું કે તેને કદાચ કોઇ હશે પણ તેની પોતાને ખબર નહિ હોય.

ધીરે ધીરે જડી ઉપર દુલારીને વિશ્વાસ બેઠો. એક વખત રણધીર ઊંઘતો હતો અને જડી પીછે

સુંદર પંખાથી વા નાંખતી હતી એવામાં દુલારી પાસે આવી બેઠી અને વાતમાં ને વાતમાં જડીએ દુલારીને કહ્યું કે "રણધીર ઘણે દુર સુધી જાય છે તો કદાચ એને કાંઇ આડુ અવળુ થયું તો આપણે શું જાણીએ માટે તું એને પૂછી જોજે" દુલારીએ હા પાડી અને પછી બીજે દિવસે તેણે રણધીરને પૂછયું.

રણધીરે કહ્યું "મારીકેડમાં કટાર છે તે કોઇ ચંદનનાં ધીક ધીકતાં લાકડામાં નાખી દઇ ઓગાળી નાખે તો મારૂં મૃત્યુ થાય તે સિવાય નહિ" એ વાત છાનીમાની જડીએ સાંભળી લીધી.

દશેક દિવસમાં ચંદનનાં લાકડાં એકઠાં કરી જડીએ રણધીરની કટાર તે સૂતો હતો ત્યારે કાઢીને લાકડાં સળગાવી ઓગાળી દીધા; એટલે રણધીર મરણ પામ્યો.

જડીને દુલારીએ ધુતકારી કાઢી. રણધીરના શરીરમાં કસ્તુરી ભરી જાળવી રાખ્યું અને પછી તે જડી સાથે રાજા પાસે ગઇ. રાજાએ તેને પોતાની સાથે પરણવા માટે કહ્યું.

દુલારીએ કહ્યું "મારે છ મહિનાનુ બારીએ બેસી ન્હાવું અને બારીએ બેસી ખાવું એવું વ્રત છે તે છુટશે ત્યારે તમારી સાથે લગ્ન કરીશ."

એમ કરતાં કરતાં પાંચ મહિના વહી ગયા. એક દહાડો ફરતા ફરતા પેલા ચાર મિત્રો ત્યાં આવી ચઢયા. નગરશેઠના દિકરાએ કહ્યું કે "માનો ન માનો પણ આ રણધીરની વહુ છે." બીજો કહે "નારે! કોઇ રાજપુત્રી છે. જાણશે કે સાંભળશે તો ગરદન મારશે."

રકઝક સાંભળી દુલારીએ એ ચારેને પોતાની પાસે તેડાવ્યા. અને તેમને પૂછયું એટલે ડરના માર્યા ચારેએ પોતાની વાત કરી. વાતવાતમાં પોતાને શી વિદ્યા આવડતી હતી તે પણ કહ્યું.

દુલારીએ સુથારના પુત્રને ચંદનનાં લાકડાં મંગાવી આપ્યાં તેનું તેણે ઉડણ વિમાન કર્યું. દુલારીએ રાજા પાસે ચાર કુંવારીકાઓ મંગાવી એક બ્રાહ્મણની દીકરી, બીજી વણિકની ત્રીજી પટેલની અને ચોથી સુથારની.

ઉડણ વિમાનમાં દુલારી બેઠી અને ચારે કુંવારીકાઓ તથા જડીને બેસાડી. પેલા ચાર દોસ્તો પણ બેઠા અને વિમાન ઉડાડયું.

ઘણે ઉંચે વિમાન ઉડયું એટલે દુલારીએ જડીને ધક્કો માર્યો અને પાડી નાખી તે સરર દઈ ભોંયે પડી ને તેના ટુકડા થઇ ગયા.

સૌ રાક્ષસના ભોંયરામાં ગયાં. રણુધીરનું મુડદુ કાઢી બ્રાહ્મણને તે સજીવન કરવા કહ્યું. બ્રાહ્મણે તર્ત જ મંત્ર ભણી રણુધીરને સજીવન કર્યો. રણુધીર ઉંઘમાંથી ઉઠતો હોય તેમ ઉઠયો અને સૌને જોઇ ખુશી થયો.

ઉડણુ વિમાનમાં સૌ પોતાને ગામ આવ્યા અને ઘણીજ ધામધુમથી રણુધીરે ચારે મિત્રોનાં લગ્ન પેલી કુંવારીકાઓ સાથે કર્યાં.

તમને પણુ એમના લગ્નમાં જવાનું નોતરૂં દેવાની અમને ફરમાશ થઇ છે. કેમ આવશો કે નહિ?



# સંતોષી નર સદા સુખી

(૩૧)

કાશીના મહારાજા કનકકાન્તના મરણ પછી તેના સેનાપતિએ લશ્કરને કાબુમાં લઇ પોતાની સત્તા જમાવી અને ત્રણ રાજકુમારોને દેશપાર કર્યાં.

ત્રણે રાજકુમારો, સત્તા વિહીન થઇ દૂર દેશાવર ચાલી નીકળ્યાં.

એમનાં નામ, દિલીપ, દિલદાર અને દિલાવર.

થાકયા પાકયા તેઓ એક વખત એક જંગલ પસાર કરી મેદાનવાળા પ્રદેશમાં આવી પહોંચ્યા, અને ત્યાં રસ્તાની બાજુપર આવેલી એક ધર્મશાળામાં રાત ગાળી તેઓ આગળ ચાલ્યા. આગળ ચાલતાં તેઓ થાક લેવા બેઠા અને સૌએ વિચાર કરવા માંડયો કે ગુમાવેલું રાજ્ય લેવાને શા ઉપાયો યોજવા.

દિલીપે પૂછ્યું "દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ ચીજ કઇ ?"



ત્રણે રાજકુમાર વિચાર કરવા બેઠા.



પાન ૭૨

"હું નથી જાણતો." દિલાવરે કહ્યું.

"શકિત" દિલદાર બોલ્યો.

"ના, તું ભુલ કરે છે–પૈસો". દિલીપ બોલ્યો.

દિલીપ અને દિલદારે ક્યાં સુધીએ શકિત અને પૈસાની ઉપયોગિતા વિષે વાદવિવાદ કર્યો.

છેવટે નક્કી થયું કે ત્રણે ભાઇઓએ જુદા પડવું અને સૌએ દુનીયાની ઉત્તમમાં ઉત્તમચીજ લઇ દસ વરસ પછી વિજયાદશમીને દહાડે પેલી ધર્મશાળામાં મળવું.

એક મોટા વણઝારાની પોઠ સાથે દિલીપ સિધાવ્યો અને પોતાનો ઘોડો ખેલાવતો દિલદાર દૂરના ડુંગરાઓમાં અદ્રશ્ય થઇ ગયો. દિલાવર ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો કે શું કરવું ?

ત્હેણે ધર્મશાળામાં ધર્મશાળાના રખેવાળની એક સુંદર કન્યાકા જોઇ હતી. તેનું હૃદય તેના તરફ આકર્ષાયુ તે ત્યાં ગયો.

દસ વરસને વહી જતાં વાર ન લાગી દસવરસમાં દિલાવર બે છોકરાંનો બાપ થયો હતો. તેને જે લાધ્યુ હતું તે બીજાને લાધ્યુ હશે કે કેમ તે શંકા હતી.

વિજયા દશમીને મંગળ પ્રભાતે એક તરફથી અનર્ગળ દ્રવ્યથી ભર પુર વેપારી કાફલો અને

તેને મોખરે દિલીપ અને બીજી બાજુથી સેંકડો ઘોડા દોડાવતા રણધીરો અને તેનો નાયક દિલદાર. ધર્મશાળા તરફ ધસ્યા આવતા હતા.

દસ દસ વર્ષની જહેમત એ સંપત્તિ અને સાધનો પાછળ ગાળી હતી.

બેઉ એક બીજાને ભેટયા.

"ત્હારી પાસે બળ છે પણ પૈસા કયાં ? ત્હારા બધાયે માણસોને વધુ પૈસાની લાલચ દઇ હું રોકી શકું એમ છું" દિલીપે દિલમાં બ્હીને કહ્યું.

"અને ઘડીના છઠ્ઠા ભાગમાં ત્હારો સઘળો અસબાબ હું લુટાવી મ્હારો કરી શકું એમ છું." દિલદારે એજ રીતે દિલ દમે એવો જવાબ વાળ્યો.

"પણ દિલાવર કયાં ?"

એને એવામાં લતામણ્ડપ નીચે દિલાવર દેખાયો. બેઉ ત્યાં ગયા. "ત્હેં શું કર્યું" તેમણે પૂછયું.

"અંદર ચાલો" તેણે જવાબ આપ્યો.

"હું આ કમાયો." એમ કહી દિલાવરે પોતાનું સંતોષી કુટુંબ બતાવ્યું ત્હેનાં બાળકો પોતાના કાકા ઓને વળગી પડયાં.

તેમનાં દિલ પીગળ્યાં.

"પણ એથી કાંઇ રાજય પાછું મેળવાય ?"

હસીને દિલાવર બોલ્યો "એ આપનેજ મુબારક હો ! સેનાપતિ આપણે છૂટા પડયા પછી બીજેજ વર્ષે મરણ પામ્યો છે અને ત્યાર પછી પ્રજાનાં અનેક કહેણ મ્હને રાજગાદી સંભાળી લેવાને આવ્યાં પણ હું મારી અસ્થિતિમાં એટલો સંતોષી છું કે તે ઉપાધી વ્હોરી દુઃખમાં પડવા દિલ લલચાતુ નથી."

"દસ દસ વર્ષની જહેમત ! અને અંતે અમે એક બીજાનાં ગળાં કાપવા તૈયાર થયા હતા ! હું દિલદારનું બળના લોભે."

'અને હું ધનના લોભે ધનના અભાવે હું મ્હારા સૈનિકોનું શું કરું એ સવાલ હતો"

"પણ ત્રીજી ચીજ સિવાય એ બેઉ નકામાં છે."

"ખરેખર ! દુનીઆમાં ઉત્તમમાં ઉત્તમ ચીજ તો ત્હેંજ શોધી છે." એમ કહી દિલીપ અને દિલદાર દિલાવરને ભેટયા.

થોડા વખતમાં દિલીપને કાશીનું રાજ્યાસન પ્રાપ્ત થયું અને દિલદારને દિવાન પદ મળ્યું.

દિલદાર પોતાની સ્થિતિમાં સંતોષ માની રહ્યો હતો એ કહેવાની જરૂર છે ?



# સત્યવતી



(૩૨)

આનર્ત દેશમાં ઘણાં વર્ષો ઉપર એવો રિવાજ હતો કે પ્રજા પોતાના બે પ્રતીનીધીઓને ન્યાયના કામ માટે ચુંટતી અને તેઓ દેશના બધા કજીઆ ચુકાવતા. દર વર્ષે નવેસરથી ચુંટણી કરવામાં આવતી.

આનર્તના મુખ્ય નગરમાં શિવદત્ત નામનો એક ઘણો ધનાઢય માણસ રહેતો હતો. તેનો ધન-ભંડાર ઘણો જ મોટો હતો. વસુદત્તની પુત્રી સત્યવતી સાથે તેણે લગ્ન કર્યાં હતાં અને ઘણા જ સુખમાં તેઓ બેઉ જણા રહેતાં હતાં. ન્યાયના પ્રતિનિધીઓ તે વરસ શિવદત્તના મકાનમાંજ પોતાની કચેરી ભરતા અને જે જે કજીયા હોય તે ચૂકવતા.

સત્યવતી રૂપ રૂપનો ભંડાર હતી. દુનીયામાં તેની બરોબરી કરી શકે એવી કોઇ સ્ત્રી હશે કે કેમ તે બાબતની શંકાજ હતી, પેલા બેઉ પ્રતીનિધીઓની

નજર તેના ઉપર પડી અને તેમની દાઢ સળકી. પરસ્પર એક બીજાનું હૃદય તેમણે ઓળખ્યું અને એક યુકિત રચી બેઉએ પોતાનો સ્નેહ સત્યવતીને અનુકુળ પ્રસંગ જોઇ જાહેર કરવાનું ઠરાવ્યું.

એક વખત એવું બન્યું કે શિવદત્તના વિશાળ બગીચામાં પેલા બેઉ જણ સંતાઇ રહ્યા હતા, એવામાં સત્યવતી પોતાની બે દાસીઓ સાથે જલ-વિહાર કરવા ગઇ. પોતાને માથું ચોળવાની ઇચ્છા થઇ આવવાથી તેણે દાસીઓને અરીઠા અને અન્ય-સોગંધિક પદાર્થો શરીરે ચોળવા માટે આપી જવાનું કહ્યું.

દાસીઓએ તે લાવીને રજુ કર્યાં એટલે તેણે બેઉને રજા આપી. આ લાગ જોઇ પેલા બેઉ પ્રતિનિધીઓએ તેની પાસે જઇ સ્નેહની માગણી કરી; અને તે નહિ આપવામાં આવે તો તેઓ તેના સામે આરોપ મૂકી તેને બદનામ કરશે, તેવી ધમકી આપી.

સત્યવતીએ વિચાર કરીને કહ્યું, માણસની નજરમાં હલકા થવું એ પ્રભુની નજરમાં હલકા થવા કરતાં હજાર દરજ્જે વધારે સારૂં છે માટે હું તમારા પ્રેમનો સ્વીકાર કરીશ નહી. આ સાંભળી પેલા બે પ્રતિનિધીમાંથી એક બહાર બીજાઓને બોલાવવા ગયો, અને બીજાએ મોટેથી બૂમ પાડી લોકો

દોડી આવ્યા ત્યારે પેલા બેઉ જણે કહ્યું કે સત્યવતી બેઉ દાસીઓને કાઢી મુકી કોઇ યુવાન જોડે વિહાર કરતી હતી.

બીજે દિવસે ન્યાયાસન સામે સત્યવતીને ઉભો રાખી અને દેહાંતદંડની શિક્ષા બેઉ જણે એક મતે આપી. લોકોએ પણ સત્યવતીને દોષિત માની કારણ કે પ્રતિનીધીઓ જુઠું બોલે જ નહીં અને તેમના જેવા આબરૂદાર માણુસોનો તેની વિરૂદ્ધ સજજડ દાર્શનિક પુરાવો પડયો હતો એટલે સત્યવતીને દેહાંતદંડ દેવા લઇ ગયા.

સત્યવતીએ ચિરાતે હ્રદયે પ્રભુની પ્રાર્થના કરી. પ્રભુના દરબારમાં ખરા હ્રદયની પ્રાથના તરત જ સંભળાય છે.

ન્યાયના અવતાર જેવો એક યુવાન આગળ આવ્યો ને સજા બંધ રાખવાનું કહ્યું. લોકોને તેણે કહ્યું કે સત્યવતી નિર્દોષ છે.

નવાઇ પામેલાં ટોળેટોળાં તે યુવાનની ;પાછળ ન્યાયસન તરફ ચાલ્યાં. સત્યતીવને પણ ત્યાં લાવ વામાંઆવી.

પ્રતિનિધીઓને તેણે કહ્યું, સત્યવતી નિર્દોષ છે. તમે ન્યાયનું ખૂન કર્યું છે.

તેમણે પુછ્યુ, " કેવી રીતે ? "

" હુ પુછું તેનો તમે બેઉ જણ જવાબ આપો. એમાંથી એક જણ દુર જાય. "

તરત જ તે પ્રમાણે થયું એટલે તેણે પુછ્યુ. યુવક સાથે સત્યવતી શાના ઝાડ નીચે વિહાર કરતી હતી ?

તેણે કહ્યું " લીમડાના. "

બીજાને તેજ સવાલ પુછયો ત્યારે તેણે કહ્યું " શિમળાના. "

વિશાળ બગીચાને એક છેડે લીમડાનું અને બીજે છેડે શીમળાનું ઝાડ હતુ તે તેમને યાદ જ ન રહ્યું.

જનસમુદાયે તેમનો તિરસ્કાર કર્યો અને જે સજા તેમણે નિર્દોષ સત્યવતીને કરી હતી તે જ સજા આનર્ત દેશના કાયદા મુજબ તેમને લાગુ થતી હતી.

જનસમુદાયે તે સજા અમલમાં મૂકી.

નિર્દોષ સત્યવતીને શિવદત્ત તેમજ તેના માતા પિતા ઘણાં જ વ્હાલથી ભેટયાં.

